# सत्यनारायणनां स्तवन तथा कथा.

શ્રીમન મહારાજાધિરાજ મીરઝાં મહારાવશ્રી
૧૦૮ ખેંગારજી સવાઈ બહાદુર જી.
સી. આઈ. ઈ. કચ્છાધિપતિ
એમનાં
મહારાણી શ્રી ૭ ગંગાબા સાહેબની
આજ્ઞાથી રચનાર,


## હરજીવન ત્રિભુવન ત્રિપાઠી.

મહારાજ યુવરાજ કુમારશ્રી ૭
વિજયરાજજીના ગુજરાતી શિક્ષક.
ભુજનગર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,
વિઠ્ઠલદાસ પ્રેમચંદ.
કાળુના ધાબે, અમદાવાદ.


દોહરો.

ભક્તિ શોભે નીતિથી, જ્ઞાન વડે જ વિવેક;
શોભે વળિ વૈરાગ તો, હોય ત્યાગનો ટેક. ૧




સંવત ૧૯૭૨. ઈ. સ. ૧૯૧૬.

મૂલ્ય—અમૂલ્ય.

# श्रीसत्यनारायणनां स्तवन तथा कथा.

શ્રીમન્ મહારાજાધિરાજ મીરઝાં મહારાવશ્રી
૧૦૮ ખેંગારજી સવાઈ બહાદુર જી.
સી. આઈ. ઈ. કચ્છાધિપતિ
એમનાં
મહારાણી શ્રી ૭ ગંગાબા સાહેબની
આજ્ઞાથી રચનાર


હરજીવન ત્રિભુવન ત્રિપાઠી.
મહારાજ યુવરાજ કુમારશ્રી ૭
વિજયરાજજીના ગુજરાતી શિક્ષક.
ભુજનગર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,
વિઠ્ઠલદાસ પ્રેમચંદ.
કાજીના ધાબે, અમદાવાદ.


દોહરો.

ભક્તિ શોભે નીતિથી, જ્ઞાન વડે જ વિવેક;
શોભે વળિ વૈરાગ તો, હોય ત્યાગનો ટેક. ૧




સંવત ૧૯૭૨. ઈ. સ. ૧૯૧૬.

મૂલ્ય—અમૂલ્ય.

આવૃત્તિ ૨ જી. પ્રત—૧૦૦.

અમદાવાદ.
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# अर्पणपत्र.

### છંદ ગીતિ-

ખેંગારજી મહારાજા કચ્છાધિપતિ કચ્છ વિષે રાજે;
ગંગાબા મહારાણી, ગિરિજાપતિ શિર ગંગા સમ છાજે. ૧

નીતિ પતિપદ પ્રીતિ, રીતી ઉત્તમ અંતરમાં ધારી;
ભક્તિમાં આસક્તિ, સેવા સ્વામિતણી કરે સારી. ૨

ગુણ ગંગાબા કેરા, ગંગાજી સમ પવિત્ર છે પૂરા;
નિર્ધનને ધન અર્પી, ચિંતા તેની તુરત કરે ચૂરા. ૩

પાટવી પુત્ર પ્રભુએ વિજયરાજજી કૃપા કરી દીધા;
ઉત્સવ આનંદ ધર્મો ગંગાબાએ વિવિધ વડા કીધા. ૪

મોટાંબાને મોટાં, ભગિની સમ તે ભાવ ધરી લેખે;
કેસાંબા બાકુંવરી, તેપર મમતા રાખીને પેખે. ૫

મનુભાપર છે માયા, કલુભાપર પણ કૃપા ઘણી રાખે;
કૃષ્ણકુંવરબા સમ તે, નિરખે સૌને અમીતણી આંખે. ૬

સર્વ કુટુંબની સાથે, માયા મમતા દયા ઉરે ધરતાં;
શ્રેય સર્વનું થાવા, ચિતમાં ચિંતા ગંગાબા કરતાં. ૭

રાજનીતિની રીતિ, ભીતિ તજીને પ્રીતિથી પાળે;
ગુણગણ ગણિ ગણિ ઉરમાં, બદલો તેના ગંગાબા વાળે. ૮

દ્વેષ ક્લેશ નહિ લેશે, નિંદામાં કાન ધ્યાન નવ આપે;
ન્યાય નીતિ અંતરમાં, સ્થિર કરીને ટેક સહિત સ્થાપે; ૯

પ્રેમ પ્રજાપર પૂરો, મમતા રાખે માતા સમ મોટી,
સેવકજનનાં પાલક, કાપે કષ્ટો કૃપા કરી કોટી. ૧૦

નિશદિન નારાયણનું રટણ હૃદયમાં રૂડી રીતે કરતાં;
પૂજન કરીને પ્રેમે, પ્રભુચરણામૃત મુખે સુખે ધરતાં. ૧૧

મમપર મમતા માયા, દિન દિન પ્રત્યે અધિક અધિક થાતી;
ગુણુનિધિ ગંગાબાની, પ્રીતિ સરિતા સમ અતિ ઉભરાતી. ૧૨

આજ્ઞા મુજને આપી, નારાયણુનાં પદ રચવા આપે;
જે ભરિ ભક્તિ સુ અંતર, કથા શ્રવણુમાં ચંચળ ચિત સ્થાપે. ૧૩

ગુણુગણુ ગંગાબાનાં, ગણુતાં મુજને પ્રેમ અધિક આવે;
શ્રીનારાયણુ કેરાં, સ્તવન કથા હું અરપું સદ્‌ભાવે. ૧૪

પુષ્પહાર પદરૂપે, ગંગાબાને અરપી આનંદું;
નવનિધિ રિદ્ધિ સિદ્ધિ બાને દ્યો પ્રભુ હરજીવન વંદું. ૧૫



# પ્રસ્તાવના.

શ્રીમાન્ મહારાજાધિરાજ મીરઝાં મહારાવશ્રી ૧૦૮ ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઇ. ઈ. માલિક મુલ્કે કચ્છના નીતિનિપુણ, ન્યાયકુશળ, માયાળુ, દયાળુ, શીલવ્રત પાળનારા, પ્રજાપર પ્રેમ રાખનારા, ગંભીર, ગુણગ્રાહી, શાંત, ઉદાર, સત્યપર પ્રેમ રાખનારા, ગોબ્રાહ્મણનું રક્ષણ કરનારા, નેકી, ટેકી અને વિવેકી છે. એમના રાજ્યમાં વિદ્યાને ઘણું ઉત્તેજન મળેછે: હાઇસ્કૂલ, ઇંગ્રેજી અને ગુજરાતી નિશાળો, ઉર્દૂ નિશાળ, વ્રજભાષાની કવિતાની પોષાળ, હુન્નરશાળા, સંસ્કૃત પાઠશાળા વગેરે પ્રજાને કેળવણી આપવાનાં કામો કર્યાં છે, તથા જુદી જુદી જાતની સ્કોલરશીપો સ્થાપી છે. તેવડે કોઈ **એમ. એ., બી. એ., એલ. એલ. બી.,** ડાકટર, ઇજનેર, વગેરે પ્રજાવર્ગમાંથી થયા છે. અને કચ્છી પ્રજા વિદ્યામાં, કળામાં, હુન્નરમાં અને વ્યાપારમાં વધતી જાય છે.

તેમણે પ્રજાના હિત માટે દવાખાનાં, પોલીસખાતું, મ્યુનીસિપાલખાતું, શીતળાખાતું, ન્યાયખાતું, રેવન્યુખાતું, તથા ઈજનેરખાતું વગેરે ખાતાં સ્થાપ્યાં છે.

તેમણે ન્યુસપેપરો, ચોપાનીયાં, તથા ગ્રંથકારોના ગ્રંથોને આશ્રય આપવાસારૂ એક આશ્રયખાતું સ્થાપ્યું છે.

તેમણે પોતાની પ્રજાને માટે એક નિરાશ્રિતખાતું સ્થાપ્યું છે, તેવડે નિરાશ્રિત માણસોને આશ્રય આપવામાં આવે છે.

કચ્છના રાજ્યમાં ગાયને તથા મોરને મારવાની મનાઈછે. તેથી તેની હત્યા કોઈ પણ કરી શકતું નથી.

મહારાજાને ખુશામત, ખોટું ડોળ, ભપકો, અણઘટતાં મોજશોખ, કે કપટ કારસ્તાન પસંદ નથી.

આવું ધર્મરાજ્ય અને ધર્મી રાજા જ્યાં છે, ત્યાં તેમનાં મહારાણીઓ પણ તેવાંજ છે શ્રી મોટાંબાસાહેબ તથા ગંગાબા સાહેબ એ ઉભય મહારાણીઓ છે. તેઓ સતીમાં શિરોમણિ છે; અને પતિ

આજ્ઞા પાળવામાં, પતિપ્રેમમાં, પતિસેવામાં તત્પર છે; તથા ઉભય હળીમળીને આનંદમાં બિરાજે છે, તથા કુમારો પિતાની આજ્ઞા પા. ળવામાં તત્પર છે.

સ્વર્ગસ્થ દિવાનબહાદુર **મણિભાઈ જશભાઈના** લખાણથી અમદાવાદ ટ્રેનિંગકૉલેજના માજી પ્રિન્સિપાલ રાવસાહેબ **મહીપતરામ રૂપરામના** મોકલવાથી આ કચ્છપ્રાંતમાં મારૂં આવવું થયું, ત્યારે તા. ૩૦ મી માર્ચ સન ૧૮૮૪ સંવત્ ૧૯૪૦ ના ફાગણ માસમાં ભુજ નંબર ૧ લાની નિશાળના મહેતાજીની રૂ. ૫૦) ની જગા મને આપવામાં આવી. ત્યારપછી સંવત્ ૧૯૪૬ના ભાદરવા સુદિ ૯ ને રોજ કચ્છના ડેપ્યુટી એ. ઇન્સ્પેકટરની જગાએ રૂ. ૫૫) ના પગારથી મારી નીમણુક થઈ. તે મુદતમાં કચ્છના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનો ચાર્જ પણ કેટલીક મુદત મને સોંપવામાં આવ્યો હતો. તે પછી શ્રીમન્ મહારાજાના સેક્રેટરી સાહેબ રા. રા. **છોટાલાલ સેવકરામની** ભલામણથી તા. ૩૧-૧૦-૧૮૯૦ આસો વદિ ૪ સંવત્ ૧૯૪૭ થી મહારાજ યુવરાજ કુમારશ્રી ૭ **વિજયરાજજીના** ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૭૦) ના પગારથી મારી નીમણુક થઈ. તેમને, તા. ૧-૧૧-૧૯૦૦ કારતક સુદિ ૯ ગુરુ સંવત્ ૧૯૫૭ સુધી મેં ગુજરાતી અભ્યાસ કરાવ્યો. તે સાથે સંવત્ ૧૯૫૨ ના પોષ સુદિ ૩ ગુરૂ તા. ૧૮-૧૨-૯૫ થી તા. ૧૦-૨-૧૯૦૩ સુધી મહારાજ કુમારશ્રી **મનુભા** સાહેબના ગુજરાતી શિક્ષકનું કામ પણ મને સોંપવામાં આવ્યું હતું. અને તા. ૪-૨-૧૮૯૮ માહ સુદિ ૧૩ શુક્ર સંવત્ ૧૯૫૪ થી બાશ્રી **તખત**બાસાહેબના ગુજરાતી શિક્ષકનું કામ મને સોંપવામાં આવેલું તે હાલ ચાલુ છે.

એ પ્રમાણે કચ્છમાં આવે મને ૨૨ વર્ષ થવા આવ્યાં તેમાં ૧૫ વર્ષથી તો શ્રીહજુરમાં જ ઉપર પ્રમાણે મા'રી નીમણુક થવાથી શ્રીમન્ મહારાજાશ્રીની, મહારાણીઓની, કુંવરીઓની તથા કુમારોની કૃપા મા'રા ઉપર અધિક અધિક વધતી આવી છે.

આ **સત્યનારાયણનાંસ્તવન.** તથા **કથા** મહારાણીશ્રી ૭ **ગંગા**બા સાહેબની ઇચ્છાથી લખવામાં આવ્યાં છે, તેઓ પરોપકારનાં કાર્યોમાં ધર્મદાનનાં કાર્યોમાં તથા સન્માર્ગમાં દ્રવ્યનો વ્યય કરવામાં ઘણાં ઉદાર છે.

તેમણે પોતાના નાની વયના કુંવર **લાખુભાનો** સ્વર્ગવાસ થતાં તેમના નામથી **"લાખેશ્વર મહાદેવ"** નું એક દેવળ મહાદેવના નાકા બહાર " **હમીરસર** " તળાવ ઉપર બંધાવ્યું છે અને તેમાં **લાખેશ્વર** મહાદેવની સ્થાપના કરી છે, જેમાં પુષ્કળ ધન ખરચ્યું છે; તેમજ તેમની સેવા હમેશાં થયા કરે તેવી ગોઠણ કરી છે.

મહારાણીશ્રી ૭ **ગંગાબા** સાહેબે માંડવીમાં પંડિતા રતનબાઈ કરીને હતાં, તેમને વિદુષી જાણી ત્યાંથી બોલાવી ભુજમાં રાખ્યાં હતાં, તેમની પાસે પોતે ગીતા આદિક સ્તોત્ર પાઠનો અભ્યાસ કર્યો, તથા શિવપુરાણ, ભાગવત, રામાયણ વગેરે ગ્રંથોની કથા કરાવી તેનું શ્રવણ કર્યું.

તે પંડિતના ઉપદેશથી મહારાણીશ્રી ૭ **ગંગાબાસાહેબે** ભુજમાં **સત્યનારાયણનું** કોઈ મંદિર નહોતું તેથી **લાખેશ્વર** મહાદેવની જોડે જ શ્રી સત્યનારાયણને માટે એક દેવળ બંધાવી તેમાં સત્યનારાયણની સ્થાપના કરી તથા તેમાં તે પંડિતાને રહેવાને સારૂ મકાન પણ બંધાવ્યું. એ કામમાં ઉદારતાથી પોતે પુષ્કળ દ્રવ્ય ખરચ્યું તથા તેના વાર્ષિક ખરચ સારૂ ગોઠવણ કરી. તે સંબંધમાં વિશેષ હકીકત આ પુસ્તકમાં **અમરબાઈએ** રચેલાં પદમાં છે. એ અમરબાઈએ તથા બીજી સન્નારીઓએ તે પ્રસંગે જે પદો રચેલાં, તે આ પુસ્તકમાં આરતિયો તથા દીંડી, છંદ પછી દાખલ કરવામાં આવ્યાં છે. તે પદો જોઈ સુધારવાને સારૂ મહારાણીશ્રી ૭ **ગંગાબાસાહેબે** મને મોકલ્યાં, તે પરથી મેં તે પદો સુધારી તેમને મોકલ્યાં, અને તે સાથે થોડાં પદો મેં પણ રચીને મોકલ્યાં, તે વાંચીને પોતે ખુશી થયાં, અને ને પ્રમાણે બીજાં વિશેષ પદો રચવાની મને આજ્ઞા આપી. તે વખતથી નવરાશના વખતમાં જુદા જુદા રાગમાં છુટક છુટક પદો રચી હું બાશ્રીને વાંચવાને મોકલતો એટલે પોતે તે વાંચીને પસંદ કરતાં. એ રીતે બધાં પદો લખાતાં ગયાં, તેનો મેં સંગ્રહ કર્યો. પછી બાશ્રી પાસેથી સત્યનારાયણની કથાનું પુસ્તક મંગાવી તેમાં પાંચ અધ્યાયમાં જે આખ્યાનો હતાં તે જુદા રાગમાં પદ્યમાં લખી બાશ્રીને વાંચવા મોકલ્યાં, તે પણ પોતાને પસંદ પડવાથી બધાં પદોની સાથે છપાવવાની આજ્ઞા આપી. આ કથા પદ્યમાં હોવાથી શ્રીસત્યનારાયણની કથાના પ્રસંગમાં સ્ત્રીઓને મધુરે સ્વરે ગાતાં આનંદ થશે, અને શ્રોતાઓને પણ આનંદ થશે.

આર્યશાસ્ત્રમાં મોક્ષના ત્રણ માર્ગ કહ્યા છે; કર્મ, ઉપાસના અને જ્ઞાન. એ ત્રણ અથવા એમાંનો એક માર્ગ જો સારી રીતે સધાય તો માણસ સંસારમાંથી તરે છે. પણ કર્મ છે તેની ગતિ ગહન છે, અને તે કષ્ટસાધ્ય છે; કષ્ટ વિના તે સાધી શકાતાં નથી. ૨ જો ઉપાસના એટલે ભક્તિમાર્ગ છે, તે અસાધ્ય છે, કેમકે એક કવિ કહે છે કે "ભક્તિ શીરતણું સાટુંરે આગળ વસમી છે વાટું." શગાલશાશેઠ અને તેની રાણી ચંદ્રાવતીની ભક્તિ અને તેમના કેલૈયા કુંવરનું માથું ખાંડવાની વાત, હરિશ્ચંદ્ર અને તારામતી રાણીની વાત, નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રહલાદ, અંબરિષ રાજા, વિભિષણ, ઇસા પેગંબર વગેરે ભક્તોને માથે કેવાં કેવાં કષ્ટ પડેલાં તે સૌના જાણવામાં છે. એવાં કષ્ટો આ કળિયુગમાં સહન કરવાં એ અસંભવિત છે, માટે ભક્તિમાર્ગ અસાધ્ય કહેવાય છે. પણ તે કરવાનો માર્ગ સમજાય તેવો છે, અને આઠપ્રકારની ભક્તિમાંથી ક્રમે ક્રમે વધાય છે, અને તેમાંથી જ્ઞાનનો માર્ગ મળે છે તો ભક્ત તરી જાય છે. ૩ જો જ્ઞાનનો માર્ગ છે તે સાધ્ય છે, એટલે બધા સાધી શકે તેવો છે, પણ થોડી બુદ્ધિવાળા જડ માણસોનું મન તેમાં લાગતું નથી માટે જ કર્મ ઉપાસના અને જ્ઞાન એમ ક્રમે ક્રમે ચઢવાનો રસ્તો આર્યધર્મમાં જણાવ્યો છે.

આ પુસ્તકમાં ભક્તિ, નીતિ, જ્ઞાન અને વૈરાગ્ય વગેરે વિષે મારી શક્તિ પ્રમાણે લખેલું છે, તેથી જનસમાજને લાભ થશે એવી આશા છે.

## ૧ ભક્તિ.

શાસ્ત્રમાં ભક્તિના નવ પ્રકાર કહેલા છે, પરંતુ તે પહેલાં ભક્તિનાં મૂળતત્વો જાણવાની જરૂર છે.

**૧ માતાપિતાની ભક્તિ**—પુત્રે માતાપિતાને સાક્ષાત્ દેવ સમાન માનીને સદા સર્વ પ્રકારના પ્રયત્નોથી તેમની સેવા કરવી. કુળને પવિત્ર કરનારા સત્પુત્રે નિત્ય તેમને વાતચીત કરતી વખતે કોમળ વાણી સંભળાવવી, તેમનું સદાય પ્રિય કરવું, તેમની આજ્ઞા પાળવી, તેમની સેવામાં આળસ કરવું નહિ, તેમનું માન રાખવું અને સંતોષ આપવો.

શ્રવણે માતપિતાની સેવામાં પોતાનું આયુષ્ય અર્પણ કર્યું હતું.

ચોથી ચોપડીમાં એક વાત છે, કે એક ગામ પાસેનો જવાળા-

મુખી પહાડ ફાટી તેમાંથી ધગધગતો રસ તે ગામપર ધસી આવ્યો ને લોકો પોતપોતાની માલમતા લેઇને નાઠા, તેવામાં બે જુવાન ભાઇઓ પોતાની સર્વે માલમતાને છોડી દઈ પોતાનાં વૃદ્ધ માતાપિતાને ખભે બેસાડીને નાઠા. તે જે રસ્તે ગયા ત્યાં ઊનો રસ આવ્યો નહિ. તેથી તેમનું ચરિત્ર લોકોને આશ્ચર્યકારક થયું, અને તેમને ખરા ભક્ત માની તેઓ જે જગાએ થઇને ગયા તે જગાનું નામ " ભક્તિમાનનું ક્ષેત્ર" એવું પાડયું.

યયાતિ રાજાના પુત્ર પુરુએ પોતાનું યૌવન પિતાને આપીને પોતે પિતાજીની જરા લીધી હતી.

એક વખતે શંકરને પાર્વતીજીએ કહ્યું જે, આપણા ગણપતિ અને કાર્તિકસ્વામી એ બે પુત્રો મોટા થયા છે, માટે તેમને પરણાવવા જોઈએ; ત્યારે શંકરે કહ્યું કે, એમાંથી જે ભાઇ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને પ્રથમ આવશે, તેને પરણાવીશું. આ વાત સાંભળીને કાર્તિકસ્વામી જેમનું વાહન મોરનું હતું તેઓ તો પૃથ્વીની પ્રદક્ષિણા કરવાને પ્રથમ ચાલતા થયા. પણ ગણપતિનું શરીર મોટું અને તેમનું વાહન પણ ઉંદર, તેથી તેમનાથી પૃથ્વીની પ્રદક્ષિણા થઈ શકે તેમ નહોતું, માટે તેઓ વિચારમાં પડી ગયા કે હવે શું કરવું ? પછી તેઓ પોતાના એકાંત સ્થળમાં જઈ શાસ્ત્રનો વિચાર કરવા લાગ્યા, તો તેમણે એવું વાંચ્યું કે–" મા પૃથ્વી કરતાં મોટી છે, " અને " પિતા આકાશ કરતાં મોટા છે. " તેથી એવો નિશ્ચય કરી તેમણે શંકર અને પાર્વતીજીની સાત પ્રદક્ષિણાઓ કરી, અને તેમ કરવાનું કારણ શંકરે પૂછ્યું, તો તે વાત જણાવી. આથી શંકર પ્રસન્ન થયા, અને ગણપતિની માતાપિતા પ્રત્યેની આવી ભક્તિ જોઈ શંકરે તેમને સત્વર પરણાવ્યા.

શંતનુ નામના રાજાને ફરી પરણવાની ઇચ્છા થઈ, ત્યારે તેમણે કોઈ સ્વરૂપવાન કન્યાનું માગું કર્યું, તે સમયે તે કન્યાના પિતાએ જણાવ્યું જે, તમારી ગંગા નામની સ્ત્રી હતી તેનાથી જે ગાંગેય નામે પુત્ર થયો છે તે ઘણો બળવાન્ છે, અને પાટવી છે, તેથી મારી કન્યાનો કુંવર થાય તે તો ફટાયો કહેવાય, માટે હું આપને મારી કન્યા આપીશ નહિ. આથી તે રાજા નિરાશ થઈ રાજનગરમાં આવ્યા, અને પેલી કન્યાના વિયોગથી સુકાવા લાગ્યા. આ

વાતની ગાંગેયને ખબર થઈ, એટલે પોતે તે કન્યાના પિતા પાસે ગયા, અને પોતાના પિતાને સારૂ તે કન્યાનું માગું કર્યું, અને જણાવ્યું કે–હું તમારી દીકરીને જે પુત્ર થશે તેને મારા પિતાની ગાદી આપીશ. એમ કહ્યું ત્યારે તે કન્યાના પિતાએ જણાવ્યું જે, એ વાત ખરી, પણ તમારા પુત્રો થાય, તે બળવાન થાય, તો મારી કન્યાના દીકરાઓને ગાદી મળેલી હોય તે છીનાવી લે, અને પોતાનો હક જણાવી ટંટો કરે તે ઠીક નહિ માટે મારી કન્યા હું આપીશ નહિ. આથી ગાંગેય વિચારમાં પડી ગયા, અને પછી બધા કરતાં પિતાની ભક્તિ ઉત્તમ સમજી કન્યાનાં મા બાપ પાસે પણ લીધું કે, મારે પરણવું જ નહિ; ત્યારે તે કન્યા તેમના પણને લીધે તેમના પિતાને મળી. આવું ભારે પણ લીધું ને પિતા પ્રત્યે ભક્તિ જણાવી, ત્યારથી તેમનું નામ **ભી**ષ્મ એટલે ભયંકર પ્રતિજ્ઞાને ધારણ કરનાર એવું પડ્યું, અને તેઓ અખંડ બ્રહ્મચર્ય પાળનારા થયા. એથી તે અજીત થયા, અને **ભી**ષ્મપિતામહના નામથી પ્રખ્યાત થયા.

શ્રી**રા**મચંદ્રજીએ પોતાના પિતાનું વચન પાળવા સારૂ ૧૪ વર્ષ વનવાસ ભોગવ્યો હતો, તે સૌના જાણવામાં છે. માટે પ્રથમ માતા પિતાની ભક્તિ કરવી એ શ્રેષ્ઠ ભક્તિ છે, અને માતાપિતા પણ દેવ ગણાય છે.

**૨ ગુરુભક્તિ**—સત્યવાદી, સંતોષી, દયાળુ, જ્ઞાની, વિવેકી, વૈરાગ્યવાન, વેદવિદ્યામાં કુશળ, વ્યવહાર અને ન્યાયનીતિમાં નિપુણ હોય તેવા પુરુષ ગુરુ થવાને યોગ્ય છે. તેમની સેવામાં તથા આજ્ઞામાં રહેવું એ ગુરુ ભક્તિ છે. જેમ કે–**શં**કરાચાર્ય, **વ**લ્લભાચાર્ય, **સ્વા**મિનારાયણ, **રા**માનુજાચાર્ય, **પે**ગંબર સાહેબ **મ**હંમદ, પેગંબર **ઈ**સા વગેરેના શિષ્યો ગુરુપર પરમ ભક્તિભાવ રાખતા આવ્યા છે, તેવી ભાવનાથી જે ભક્તિ રાખવી તેને ગુરુભક્તિ કહેછે. કહ્યું છે કે–" ગુરુ એ જ બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને પરબ્રહ્મ છે. ગુરુ વિના જ્ઞાન નહિ. " માટે ગુરુ એ પણ દેવ છે. અને તેની ભક્તિ શ્રેષ્ઠ છે.

**૩ સંબંધીની સેવા**—સગાં, ઇષ્ટમિત્રો અને કુટુંબ પ્રત્યે ભક્તિભાવ રાખી તેમને વિદ્યા, જ્ઞાન, નીતિ ધર્મ શીખવી તેમનું પોષણ અને

રક્ષણ કરીને એક સંપ કરવો, તથા શ્રાદ્ધ તર્પણ તથા શુભ પ્રસંગોમાં તૃપ્ત કરવાં, અને તેમનું શ્રેય થવામાં તન મન અને ધનથી આશ્રય આપવો એ શ્રેષ્ઠભક્તિ છે. પિતૃ વગેરેને પણ દેવતા કહેલા છે.

૪ **અતિથિસેવા**—ભોજન સમયે ભૂખ્યો એવો કોઈ બ્રાહ્મણ, સાધુ, સંન્યાસી વગેરે માણસ આવે તો તેને અન્ન, જળ, ફળવડે તૃપ્ત કરવો એ અતિથિની ભક્તિ છે. અતિથિ પણ દેવતા છે.

૫ **જ્ઞાતિભક્તિ**—પોતાની જ્ઞાતિનું ભલું કરવામાં તન, મન અને ધન વડે જે આશ્રય આપવો તે જ્ઞાતિભક્તિ છે.

૬ **ગામસેવા**—જે ગામમાં રહેતા હોઇએ તે ગામનાં માણસોને વિદ્યા, કળા, જ્ઞાન વગેરેમાં વધારવાં અને તેઓ ધનવાન અને સુખી થાય એને માટે તન, મન અને ધનથી જે શ્રમ લેવો, તે ગામ સેવા કહેવાય છે.

૭ **પ્રાણીસેવા**—પશુ, પક્ષી આદિક પ્રાણીઓને સુખ પ્રાપ્ત થાય તેવાં કામ કરવાં, જેમ કે–પરવડીપર અનાજ નાંખવું, પાણીના હવાડા ભરાવવા, પાંજરાપોળ કરાવવી, એ પ્રાણી સેવા છે. અને કોઈ પણ પ્રાણી પ્રત્યે વૈર બુદ્ધિ ન રાખવી, એનું નામ જ અહિંસા છે.

૮ **અનાથસેવા**—ગમે તે જાતનો માણસ હોય પણ તે આંધળો, પાંગળો, રોગી કે કોઈ રીતે લાચાર થએલો હોય અને પોતાના પોષણ માટે કંઇ કરી શકે તેમ ન હોય તેવાઓને માટે " અનાથાશ્રમ " વગેરે સ્થળ કરાવી તન, મન અને ધનથી તેમને આશ્રય આપવો એ અનાથોની ભક્તિ ઉત્તમ છે.

૯ **દેશસેવા**—મારો દેશ, મારી જન્મભૂમિ એવી મમતા રાખી દેશકલ્યાણનાં કામમાં તન, મન અને ધનથી જે આશ્રય આપવો તેને દેશભક્તિ કહે છે. દવાખાનાં, વાવ, કુવા, તળાવ, નિશાળો, ધર્મશાળાઓ, પુસ્તકશાળાઓ, દેવમંદિરો વગેરેમાં આશ્રય આપવો એ દેશસેવા છે. દેશમાં વિદ્યા, કળા અને હુન્નર વધે, સંપ વધે, બળ વધે, દ્રવ્ય વધે, જ્ઞાન વધે, તેને માટે શ્રમ લેવો એ પણ દેશભક્તિ છે.

નવા નવા શોધ કરવા કરાવવા, જ્ઞાનના ગ્રંથો રચવા રચાવવા, દેશનું રક્ષણ કરવું, દેશમાંથી ખરાબ રિવાજો કાઢવા એ પણ દેશભક્તિ છે.

શ્રીરામચંદ્રજીએ પોતાના દેશના લોકોને પીડનારા રાક્ષસો, દૈત્યો અને દુષ્ટોનો નાશ કરી પ્રજાનું પાલન કર્યું, તથા ન્યાયનીતિ ચલાવી તેથી લોકો તેમને ઇશ્વિર માની પૂજે છે. તેમજ શ્રીકૃષ્ણ મહારાજે પણ દુષ્ટોનો નાશ કરી ધર્મનું સ્થાપન કર્યું તેથી તેમને પણ ઇશ્વિર માની પૂજે છે એ દેશભક્તિનું ફળ છે.

એક વૃત્રાસુર નામનો દુષ્ટ રાક્ષસ જગતને દુઃખ દેતો હતો તેને એવું વરદાન હતું કે, તે કોઈ હથિયારથી મરે નહિ, તેથી યુદ્ધમાં દેવો પણ હારી ગયા, છેવટે એમ જણાયું કે, " દધીચિ નામના ઋષિનાં હાડકાંમાં એવું પરાક્રમ છે કે, તેનું હથિયાર હોય, તો આ રાક્ષસ મરે !" પણ દધીચિ જીવતા છે, તેમનાં હાડકાં શી રીતે મળે ? છેવટે દેવ તથા મનુષ્યો ભેગા મળીને તે ઋષિ પાસે ગયા, અને તેમની સ્તુતિ કરી જણાવ્યું કે—જગતના કલ્યાણને માટે વૃત્રાસુરનો નાશ કરવામાં આપનાં અસ્થિ સમર્થ છે, માટે આપ જો આપનાં અસ્થિ આપો તો લોકોનું હિત થાય. આ વાત સાંભળીને ઋષિજી રાજી થયા, કે દેશના કલ્યાણને માટે મારો દેહ ઉપયોગી થશે. પછી તેમણે તે જ વખત યોગબળવડે દેહનો ત્યાગ કરી દીધો, અને દેશકલ્યાણમાં દેહ આપ્યો.

**૧૦ રાજ્ય ભક્તિ**—પ્રજાએ તન, મન અને ધનથી રાજાને સંતોષ આપવો. રાજા પણ દેવ ગણાય છે, માટે પ્રજાએ પ્રેમભાવ રાખવો, અને રાજના હિતમાં તત્પર રહેવું. રાજનું હિત એ પોતાનું હિત છે, એમ સમજવું. જાપાનની પ્રજા પોતાના રાજાને મદદ આપે છે એ રાજભક્તિ છે અને દેશભક્તિ પણ એ જ છે.

**૧૧ પ્રજા ભક્તિ**—રાજાએ પોતાની પ્રજાને પોતાનાં સંતાનો પ્રમાણે જાણવી. તેમના જાનમાલનું રક્ષણ કરવું, અમલદારો લાંચ લઈ પ્રજાને પીડે નહિ તેવી સંભાળ રાખવી, તેને ધર્મમાં વર્ત્તાવવી અને અધર્મથી હઠાવવી, પ્રજામાં વિદ્યા, કળા, હુન્નર અને ઉદ્યોગનો વધારો થાય, તે ધનવાન અને સુખી થાય, તેમનામાં નીતિ અને સંપ વધે, એવા ઉપાય કરવા, પ્રજાની રહેણી કરણી સુધારવા લક્ષ આપવું એ પ્રજાની ભક્તિ છે.

જે રાજાની પ્રજા પાપી, હીચકારી, જૂઠી, તર્કટી, નબળી અજ્ઞાન, નિર્ધન, કપટી, અને મૂર્ખ હોય, તે રાજાનું રાજ્ય પણ તેવું જ

નમાલું સમજવું. વળી **यथा राजा तथा प्रजा** જેવો રાજા હોય તેવી તેની પ્રજા થાયછે, માટે રાજાએ પણ વિદ્યા, કળા, હુન્નર, ન્યાય, નીતિ, ધર્મ વગેરે જાણવાં જોઇએ.

**૧૨ જગત્‌ની ભક્તિ**—જગતમાં સર્વ પ્રાણી સુખી રહો, નિરોગી રહો, સર્વનું કલ્યાણ થાઓ, કોઈને કંઈ દુઃખ થશો નહિ. હરિ એ જ જગત્ અને જગત્ એ જ હરિ છે, એવી ભાવના કરવી અને જગ-તના હિતમાં તન, મન અને ધનથી મદદ કરવી એ જગત્‌ની ભક્તિ છે.

ઉપર પ્રમાણે ઐહિકભક્તિભાવ ઉત્પન્ન થાય, અને તે પ્ર-માણે ભક્તિ કરવામાં આવે, તેને જ ઇશ્વર પોતાની ભક્તિ માને છે. એ ભક્તિને ભૂલીને ઇશ્વરની નવધા ભક્તિ કોઇ કરે તો તે ઇશ્વર સ્વીકારતા નથી.

ઇશ્વરની નવધા ભક્તિ કોની પેઠે કરવી તે નિચે મુજબઃ—

**૧ શ્રવણભક્તિ**—રાજા પરિક્ષિતે કાળથી કંપીને શુકજી પાસે ભગવાનની કથા સાંભળી, તેથી તેમનો મોક્ષ થયો. તેમની પેઠે એક ચિત્તે કથાનું શ્રવણ કરવું તે શ્રવણભક્તિ છે.

**૨ કીર્ત્તનભક્તિ**—વ્યાસ અને નારદજી શ્રીભગવાનના ગુણ ગા-ઇને તરી ગયા છે, તેવી રીતે ઇશ્વરના ગુણ ગાવા એ કીર્ત્તનભક્તિ કહેવાય છે.

**૩ નામસ્મરણભક્તિ**—પ્રલ્હાદ, અજામિલ, ગજ અને ગુણકા વગેરે હરિનું નામ સ્મરણ કરતાં તરી ગયાં છે, તે પ્રમાણે હરિનું નામ સ્મરણ કરવું તે નામસ્મરણભક્તિ છે.

**૪ વંદનભક્તિ**—નમસ્કાર, પૂજન અને દાનથી બળિરાજાએ વામનજીને પ્રસન્ન કર્યા, એ વંદનભક્તિ છે.

**૫ પાદસેવનભક્તિ**—લક્ષ્મીજી પાદસેવનથી ઇશ્વરના સા-ન્નિધ્યનું સુખ પામ્યાં. એ પ્રમાણે ઇશ્વરના ચરણકમળની સેવા તે પાદસેવનભક્તિ છે.

**૬ અર્ચનભક્તિ**—કુબડી કુબ્જાએ ભગવાનને ચંદન અર્ચ્યું તેથી તે તરી ગઈ, એ અર્ચનભક્તિ છે.

**૭ સખ્યભક્તિ**—અર્જુને સખાભાવથી ઇશ્વરનું આરાધન

કર્યું; તેથી ઇશ્વરપદને પામ્યા. તથા શ્રીકૃષ્ણ તેમના સારથી થયા, એ સખ્યભક્તિ જાણવી.

૮ **દાસભક્તિ—** હનુમાનજીએ પોતાના સ્વામી રામચંદ્રજીની દાસ થઇને ભક્તિ કરી અને બ્રહ્મચર્ય પાળ્યું તેથી તેઓ ચિરંજીવી થયા, એ દાસભક્તિ ગણવી.

૯ **આત્મનિવેદનભક્તિ—** ગોપીઓ તથા મીરાંબાઇ ઇશ્વરને આત્મા અર્પણ કરીને તરી ગયાં એ આત્મનિવેદન ભક્તિ છે. એ પ્રકારે ઇશ્વરની નવધાભક્તિ છે.

## ૨ નીતિ.

ભક્તિ સાથે નીતિ હોય તો જ ભક્તિ ફળે છે, પણ અનીતિથી ભક્તિનું ફળ મળતું નથી. કોઇને ઠગીને કે લાંચ લઇને કે ચોરી કરીને જે દ્રવ્ય મેળવ્યું તે અનીતિ કહેવાય. એવા દ્રવ્યમાંથી પુણ્ય દાન કરીને ભગત બની ભક્તિનો લાભ લેવા ઇચ્છે, તેને તે લાભ મળતો નથી, પણ અનીતિનું પાપ લાગે છે કેમકે ઇશ્વરને નીતિ વહાલી છે.

સત્ય, પરોપકાર, દયા, ક્ષમા, નમ્રતા, તિતિક્ષા, સમતા, ધૃતિ, દમ, શમ, શૌચ, અક્રોધ, ઉદારતા, સંતોષ, શિયળ વગેરે નીતિનાં લક્ષણ છે.

જૂઠ, ચાડી, હિંસા, ચોરી, નિંદા, વ્યભિચાર, લાંચ, ઠગાઈ, ઇર્ષ્યા, કામ, ક્રોધ, લોભ, મોહ, આળસ, દીર્ઘસૂત્રતા, નિર્દયતા, દંભ, ગર્વ એ વગેરે અનીતિનાં લક્ષણ છે.

## ૩ જ્ઞાન.

અનિત્ય જે જગત્ તેમાં અનિત્યબુદ્ધિ, અને નિત્ય જે પરમેશ્વર તેમાં નિત્યબુદ્ધિ, પવિત્રમાં પવિત્રબુદ્ધિ, અપવિત્રમાં અપવિત્રબુદ્ધિ, સુખમાં સુખબુદ્ધિ, અને દુઃખમાં દુઃખબુદ્ધિ, અનાત્મા જે દેહાદિક તેમાં અનાત્મબુદ્ધિ, આત્મામાં આત્મબુદ્ધિ, પૃથ્વીથી લઇને પરમેશ્વર સુધી યથાર્થ જાણવું તેનું નામ જ્ઞાન. કહ્યું છે કે–"જ્ઞાન વિના મુક્તિ નથી" માટે માણસે જ્ઞાન મેળવવું.

## ૪ વૈરાગ્ય.

વૈરાગ્ય એટલે અસત્યનો ત્યાગ અને સત્યનું ગ્રહણ. જેમ

લાડુ જોયો ત્યારે ખાવાની ઇચ્છા થઇ, પણ કોઇએ કહ્યું કે—એમાં તો ઝેર છે, ત્યારે વિચાર થયો કે, ઝેરથી મરીશું; તે ઉપરથી વિવેક થયો કે, ત્યારે તો એ લાડુ મારે ન ખાવો; એવો જે નિશ્ચય તે વૈરાગ્ય છે. એ પ્રકારે પદાર્થોમાં અને કુકર્મોમાં રહેલા દોષોનું દર્શન થતાં વિવેકબુદ્ધિથી તેનો જે ત્યાગ કરવો તેનું નામ વૈરાગ્ય છે. પદાર્થોમાં રાગ હોય ત્યાં સુધી સુખ થતું નથી.

ઉપનિષદોમાં પરમાત્માને નિરાકાર વગેરે વર્ણવ્યા છે, પરંતુ તે જ પરમાત્મા મોટાં કાર્યો કરવા સારૂ સ્વેચ્છાથી પ્રકટ થાય છે ત્યારે સાકાર ગણાય છે. ઇશ્વરની એ જાતની શકિત છે. (૧) વ્યાપક (૨) પ્રકટ. જેમ અગ્નિ પોતે વ્યાપક અને એક જ છે, પરંતુ જ્યારે તે પાર્થિવ પદાર્થમાં પ્રવેશ કરે છે, ત્યારે તેનાં અનેક રૂપો જોવામાં આવે છે. વ્યાપક અગ્નિથી કોઈ પણ જાતનું કાર્ય થઈ શકતું નથી, માટે તેના પ્રકટ થવાની જરૂર છે. કાષ્ટ, પથ્થર વગેરેમાં અગ્નિ રહ્યો છે, પરંતુ તેને મથીને બહાર કાઢ્યા પછી તે પ્રકટ અગ્નિથી રસોઈ તથા બીજાં કાર્યો થઈ શકે છે. પવન પણ વ્યાપક છે, પણ તેનો ઉપયોગ કરતી વખતે તેને પ્રકટ કરવાની જરૂર પડે છે. તેમજ પરમાત્મા પણ સર્વત્ર વ્યાપક છે. તે જ્યારે જ્યારે જગતમાં અધર્મ ફેલાય છે, ત્યારે ત્યારે સ્વેચ્છાએ પ્રકટ થાય છે. કંસ, શિશુપાળ, રાવણ, હિરણ્યકશિપુ વગેરેને મારવા માટે ભગવાન પ્રકટ થયા. કેમકે, પાપી અને પુણ્યવાનોનાં ફળ તેમને આપવાને સ્વેચ્છાથી પ્રભુ પ્રકટ થાય છે. જેમ તલમાં તેલ, દહીંમાં ઘી, પ્રવાહોમાં પાણી અને કાષ્ટમાં અગ્નિ રહેલો છે, તેમ પરમાત્મા પણ સર્વત્ર વ્યાપક છે; જે કાર્ય પરત્વે પ્રકટ થઇને ભક્તોના મનોરથ પૂરે છે. પરમાત્મા એકાગ્રબુદ્ધિવાળા ભક્તોને દર્શન આપે છે. ઇશ્વરનું સ્વરૂપ અલૌકિક છે.

શાસ્ત્રમાં માતાપિતાની સેવા, પૂજા તથા તેમને પ્રણામ કરવાની આજ્ઞા છે. શિષ્ય ગુરુના અને પુત્ર માતાપિતાના ચરણમાં પ્રણામ કરે છે, ને તેમની સેવા કરે છે. ને કાંઈ તેઓનાં અપવિત્ર હાડ, માંસ વગેરેની પૂજા કરતા નથી, પરંતુ તેમનામાં ઇશ્વર ભાવના કરીને તેઓની પૂજા કરે છે. તેમ જ ઉપાસકો પણ મૂર્તિની પૂજા કે સ્તુતિ પથ્થર, કાષ્ટ કે ધાતુ માનીને કરતા નથી, પરંતુ

ઇશ્વર માનીને કરે છે. શ્રદ્ધા એ જ મોટી વાત છે. માતાપિતા એ જેમ આખા શરીરનું નામ છે, તેમ જ આખી મૂર્તિ એ ઇશ્વરનું સ્વરૂપ છે, માટે શ્રદ્ધાભક્તિની જરૂર છે. કહેવત છે કે, "ભાવ તેવી ભક્તિ."

ગીતામાં ભગવાને કહ્યું છે કે—જ્યારે પૃથ્વીપર ધર્મનો લોપ થાય છે, અને અધર્મ વધે છે, ત્યારે હું યુગ યુગમાં પ્રકટ થાઉં છું. તે પ્રમાણે પરમેશ્વર પોતાના અંશાવતારે સ્વઇચ્છાએ પ્રકટ થાય છે. માટે રામ, કૃષ્ણ, પરશુરામ, વામન, વગેરે અંશાવતારો જગતના હિત માટે થએલા છે; માટે તેમની પ્રતિમાનું પૂજન અર્ચન કરવામાં કલ્યાણ છે.

વેદમાં પણ મૂર્તિ પૂજા છે. વેદમાં માયા વિનાનું, માયાવાળું મનોમય, સૂત્ર અને વૈરાટ, એમ પાંચ પ્રકારનું બ્રહ્મ વર્ણવ્યું છે. શંકર, વિષ્ણુ, સૂર્ય, પાર્વતી, અને ગણપતિ એ પંચાયતન દેવનું પૂજન ભક્તિમાર્ગમાં પહેલું પગથિયું છે. અથવા ભક્તિમાર્ગનો પાયો છે, અને એવી રીતે ક્રમે ક્રમે મૂર્તિપૂજા કરતાં ઉચ્ચપદે ચઢાય છે, અને તે જ યોગ્ય છે. ચિત્ત સ્થિર કરવાને પ્રથમ પાંચ દેવનું ધ્યાન કરવું; પછી ચારનું, ત્રણનું, બેનું, અને છેવટે એક ઉપર ચિત્ત સ્થિર કરવું. જ્યારે એ એકમાં ચિત્ત બરાબર સ્થિર થાય, ત્યારે નિરાકાર ઇશ્વરનું ધ્યાન કરવું. આ ક્રમથી સમજાય છે કે, શરૂઆતથી છેવટ સુધી જે ક્રમ જણાવ્યો છે તે ઉત્તમ છે, અને ચિત્તને સ્થિર કરવાને ડહાપણ વાપર્યું છે.

ગમે તેમ છે પણ ઉંડા ઉતરીને વિચારતાં મૂર્તિપૂજનથી લાભ છે, પણ હાનિ નથી. અને તે વાત હવે યુરોપિયન વિદ્વાન્ લોકો પણ સમજવા લાગ્યા છે. એ લોકોમાં "થીઓસોફીસ્ટ" વગેરે નવા પંથો થયા છે, અને તેઓ જણાવે છે કે "મૂર્તિ પૂજા સકારણ છે," ત્યારે કેટલાક સુધારાવાળા આર્યો પણ કંઇક જાગ્રત્ થયા છે.

જેમ નાનાં બચ્ચાં પ્રથમ ધૂળ, માટી, કાદવ વગેરે પદાર્થોથી રમત કરે છે, પછી કંઇ સમજમાં આવે છે, ત્યારે તેઓ લખોટા, ભમરડા, ગેડી દડા, વગેરેથી રમવા લાગે છે, અને તેથી વધારે સમજમાં આવે છે, ત્યારે તે કામ છોડી દઇ પત્તાં, પાસાબાજી,

શેત્રંજ, ચોપટ, વગેરે ઉંચી જાતની રમતો અને કસરતો કરે છે. પછી તેથી પણ મોટી ઉંમરના અને સમજુ થાય છે, ત્યારે તેઓ બધી રમતો છોડી હવામાં ફરવાનું, વિદ્વાનોની મંડળીમાં જવાનું, જ્ઞાનના ગ્રંથો, પેપરો વગેરે વાંચવાનું, અને કથા સાંભળવા વગેરેનું કામ કરે છે. તેમજ મૂર્તિપૂજા એ ચિત્તસ્થિર કરવાનો, ઇશ્વરની ભક્તિ શીખવાનો, અને ક્રમે ક્રમે દરજ્જે ચઢવાનો સરળ અને ઉત્તમ રસ્તો છે. અને તે વડે ઇશ્વિરી અવતારોની મૂર્તિનું ધ્યાન, ભજન, અને પૂજન, વગેરે કરવાથી અંતઃકરણ નિર્મળ થાય છે, ત્યારે અંતઃકરણમાં રહેલા અંતર્યામીનો અંતરમાં પ્રકાશ થઈ આત્મ-જ્ઞાન વડે મોક્ષ પદને પમાય છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે, માણસે પ્રતિમાની પૂજા કરવી એ જ્ઞાન મેળવવાની શરૂઆત છે, અને તીર્થ યાત્રા કરવાં મહા પુરુષોનો સંગ કરવો, કથા સાંભળવી એ વગેરે બીજું પગથીયું છે, પણ **उत्तमा सहजावस्था** એટલે ઇશ્વરને સર્વ વ્યાપક સમજી, અંતર બહાર સર્વ સ્થળે જોવા એ ઉત્તમ સ્થિતિ છે. આવું છતાં કેટલાક માણસો મૂર્તિપૂજા કરનારા પ્રત્યે દ્વેષભાવ રાખે છે, એ તેમનું કેવળ અ-જ્ઞાન છે. માટે વેદશાસ્ત્ર વગેરેમાં જે વિધિ છે, તે પ્રમાણે જ શ્રદ્ધા વડે ઇશ્વરનું સ્તવન, પૂજન, કીર્તન, ધ્યાન વગેરે કરવાં એ ઉત્તમ માર્ગ છે. કેમકે જે માર્ગે મોટા પુરુષો ગયા તે જ માર્ગ શ્રેયનું સાધન છે.

બોધ ત્રણ પ્રકારનો હોય છેઃ તેમાં કેટલાંક વચન રોચક, કેટલાંક ભયાનક, અને કેટલાંક યથાસ્થિત હોય છે. તે પ્રમાણે આ સત્યનારાયણ સ્તવન તથા કથામાં જે જે વચનો છે તે રોચક ભયાનક અને યથાસ્થિત છે, તે સર્વે બોધને માટે છે.

કચ્છમાં આવ્યા પછી "બાળસુબોધ," "મંગળાર્થ ઇશ્વિરપ્રાર્થના," "નીતિસુબોધ પત્ર" અને "શોકશમન" એ ચાર પુસ્તકો મારા તરફથી બહાર પાડવામાં આવેલાં, તે દરેકમાં શ્રીમન્ મહારાજા સાહેબ તરફથી મને આશ્રય આપવામાં આવ્યો હતો, અને આ સત્યનારાયણ સ્તવન તથા કથાનું પુસ્તક છપાવવાનું તમામ ખર્ચ મહારાણી શ્રી ૭ ગંગાબા સાહેબે આપવાની, તથા તે પુસ્તકની કંઈ પણ કિંમત લીધા સિવાય

સુપાત્ર સ્ત્રી પુરુષોમાં તેની લહાણી કરવાની પણ ઇચ્છા જણાવી છે, માટે તેમનો ઉપકાર માનું છું.

મારા મિત્ર કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ એમણે આ પુસ્તક છપાવવાની ગોઠવણ કરી પ્રુફો તપાસ્યાં તથા આ ગ્રંથ જોઇને તેમાં પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો તેને માટે તેમનો ઉપકાર માનું છું.

આ શ્રીસત્યનારાયણનાં સ્તવન તથા કથામાં સ્તુતિ પ્રાર્થના, બોધ અને વાર્તા વગેરે છે, તે મેં મારી અલ્પમતિ પ્રમાણે લખ્યું છે, માટે તેમાં કંઇ દોષ દર્શન થાય તો ગુણીજનો ક્ષમા કરશો. હું કંઈ કવિ કે પંડિત નથી પણ ઇશ્વિરની કૃપાથી અને મહારાણીશ્રી ૭ ગંગાબા સાહેબની પ્રેરણાથી યથાશક્તિ લખી શક્યો છું, તે સર્વ સજ્જનો વાંચી વિચારી સંતોષ પામશે એટલે હું મારો યત્ન સફળ થયો એમ માનીશ.

ભુજનગર.
સં. ૧૯૬૧ના આષાઢ વદિ ૧૨
તા. ૨૯–૭–૧૯૦૫ શનેઉ.

હરજીવન ત્રિભુવન ત્રિપાઠી.



# श्रीसत्यनारायणनां स्तवन.

## મંગળાચરણ.

### દોહરા.

પ્રથમ નમુ ગણુનાથને, ગૌરીપુત્ર ગણેશ;
સમરણુ કરતાં સાહ્યતા, દે મંગળ શુભ વેશ. ૧
નમું શિવશંકર સર્વદા, ગિરિજાપતિ શિવરાય;
જેની કૃપા કટાક્ષથી, વિઘ્ન નાશ સૌ થાય. ૨
જય જય સરસ્વતિ શારદા, નમું ભારતી માત;
વાસ વસો રસના વિષે, કૃપા કરી સાક્ષાત. ૩
વંદું વ્યાપક વિષ્ણુને, જે દેવાધિદેવ;
અનેક નામરૂપે રહ્યા, કરે અમર નર સેવ. ૪
જગ કારણુ તારણુ તમે, ધારણુ જગદાધીશ;
નમું સર્વ વ્યાપી સદા, બ્રહ્મરૂપ જે ઈશ. ૫
ગુરુ બ્રહ્મા વિષ્ણુ ગુરુ, ગુરુ છે દેવ મહેશ;
સદ્‌ગુરુને ચરણે નમું, જેથી જાય કલેશ. ૬
શ્રીનારાયણુ સત્ય છો, સ્વામી સાચા એક;
સ્તવન કરૂંછું આપનું, રાખો નિર્મળ ટેક. ૭
નથી જ્ઞાન પદ કાવ્યનું, નહિ વિદ્વાન લગાર;
આ છે બોબડી બોલીના, તુજ પ્રત્યે ઉદ્‌ગાર. ૮
નારાયણ આપે કર્યા, ભકતોના ઉદ્ધાર;
કરજીવનને તારશો, વિશ્વપતિ કરી વ્હાર. ૯

### પદ ૧.

સાંભળજો સજ્જન નરનારી હેત શિખામણ સારીજીરે. એ રાગ.

સત્યનારાયણ સાચા સ્વામી, અંતરયામી ભજીએજીરે;
છે ઉપકારો અનેક જેમના, ઉરમાં સધ સમજીએ.
હરિને ભજીએજીરે. ૧
જળ કણથી ઉપજાવ્યા જેણે, ગર્ભમાં રક્ષણ કીધુંજીરે;
ઉત્તમ દેહ મનુષ્યનો આપી, દાન તો જ્ઞાનનું દીધું. હરિને. ૨
પવિત્ર પ્રભુ છે કેવા કારીગર, માટીથી મનુષ્ય બનાવ્યુંજીરે;
કોઇ કાળાને ગોરા કોઇક, એવું શરીર નિપજાવ્યું. હરિને. ૩
રંગે રૂપે અદ્દભુત શક્તિ, એક બીજાથી ન મળતાજીરે;
ઓળખવામાં સૌકો આવે, અન્યોન્ય પરખતા. હરિને. ૪
પાણીમાં આ પૃથ્વી પેખો, એક પતાસા જેવીજીરે;
હરજીવન સાગર નવ બોળે, ઇશ્વર કૃતિ ગતિ એવી. હરિને. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

સત્યનારાયણ સ્વામીજીની, શક્તિ અપરંપારજીરે:
વર્ણવતાં તે શેષજિ હારે, મનુષ્યનો શો ભાર.
ભક્તિ કરીએજીરે. ૧
પ્રાણીમાત્રમાં નર તન ઉત્તમ, શ્રેષ્ઠ જનમ છે તેનોજીરે;
ઉત્તમ કરણી પાર ઉતરણી, ધર્મ ખરો એ એનો. ભક્તિ. ૨
સન્મારગ દરશાવ્વા માટે, દેવે દયા બહુ કીધીજીરે:
આચાર્યો ને ઋષિ મુનીથી, શિક્ષા સૌને દીધી. ભક્તિ. ૩
વેદ પુરાણ ને ખટ દરશન એ, મારગ સત્ય બતાવેજીરે;
નીતિપંથે પળતાં જનને, પાપ કદી ન સતાવે. ભક્તિ. ૪
મનુષ્ય સરવે પ્રજા પ્રભુની, સુગુણ પ્રભુના ગાવાજીરે;
ઉપકાર માની અવિનાશીનો, લ્યો હરજીવન લ્હાવા. ભક્તિ. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

કરે ન બન જે સ્તવન હરિનું, તે નર નહિ પણ ઢોરજીરે:
નફટ નાસ્તિક તેને જાણો, જાતે તે ગુણચોર.
સમરણ કરીએજીરે. ૧

સત્યનારાયણ શ્રાસ્ત્ર ગુરુપર, શ્રદ્ધા જેની સાચીજીરે;
તેની ભક્તિ ઉત્તમ જાણો, અવર ભક્તિ છે કાચી. સમરણ. ૨
ભાવ વિનાની ઝાઝી ભક્તિ, શ્રીહરિ તે ન સ્વીકારેજીરે;
ભાવ સહિત જે થોડી ભક્તિ, તે પ્રભુ અદકી ધારે. સમરણ. ૩
માટે મનુષ્યે મહેનત કરિને, શ્રદ્ધા અંતર ભરવાજીરે;
સત્યનારાયણ સ્વામીને ભજવા, આ ભવસાગર તરવા. સમરણ. ૪
શરીર સ્વચ્છ મન સ્વચ્છ રાખતાં, ભાવથી ભક્તિ થાયજીરે;
હરજીવન વધે હેત હરિમાં, તરવાનો એજ ઉપાય. સમરણ. ૫

## પદ ૪.

### રાગ ચાલુ.

પ્રભુ સ્તવનથી સદ્‌ગુણ જાગે, ભાગે દુર્ગુણ દોષજીરે;
સત્યનારાયણનું નામ લેતાં, થાય પુરણ પરિતોષ.
રટીએ રામજીરે. ૧
પ્રારથના તો છે મણિપારસ, પરસતાં સુખ થાશેજીરે;
કથીરરૂપી મેલ અંતરનો, કનકરૂપ થઈ જાશે. રટીએ. ૨
હરિકીર્તન કરતાં ઉર ઉપજે, આનંદ અપરંપારજીરે;
શોક મોહ સૌ સંતાઇ પેસે, વ્હાર કરે કરતાર. રટીએ. ૩
જેની કૃપાથી મૂંગાં બોલે, પંગુ ગિરિવર ચઢતાંજીરે;
કીર્તન કરતાં તે કેશવનું, પાપ નથી કોઈ નડતાં. રટીએ. ૪
શરણું જેનું સત્યનારાયણ, શો છે તેને તોટોજીરે;
હરજીવન હરિહરને ચરણે, આનંદે આળોટો. રટીએ. ૫

## પદ ૧.

### રાગ ઝીંઝોટીની દેશી.

જય નારાયણ, જય જગ કારણ, જગ ઉદ્ધારણ મોરારી. ટેક.
ભવભયભંજન જનમનરંજન, દુરિત નિગંજન ગિરિધારી;
મુનિજન ગાવે ધ્યાને ધાવે, શરણે આવે શુભકારી. જય નારાયણ. ૧
અંતરજામી અવિચળ ધામી, બહુ નામીની બલિહારી;
આદિ કારણ દોષ નિવારણ, ભવનું તારણ છો ભારી. જય નારાયણ. ૨
તેજ તમારૂં અંતર ધારૂં, કરજો સારૂં ભવતારી;
આપ વિધાતા ભગિની ભ્રાતા, કરજો શાતા ઉર સારી. જય નારાયણ. ૩
જય અવિનાશી અખિલ નિવાસી, જય આકાશી કંસારી;

કરુણા કરજે શાંતિ ભરજે, શિર કર ધરજે શુભકારી. જય નારાયણ. ૪
વેદ ઉદ્ધાર્યા ભક્તો તાર્યા, દુષ્ટો માર્યા દુઃખહારી;
તું જગજીવન છું મુજ જીવન, હરજીવન છું આભારી. જય નારાયણ. ૫

## પદ ૨.

### રાગ ચાલુ.

નામ તમારૂં અંતર ધારૂં, ફરી ઉચ્ચારૂં બહુ નામી;
સ્રષ્ટા તારી સૃષ્ટિ સારી, માયાધારી છો સ્વામી. નામ. ૧
શરણે આવું ગુણ હરિ ગાવું, લક્ષે લાવું રૂપ સ્વામી;
શ્રીઅવિનાશી ગોકુલવાસી, નવનિધ દાસી નહિ ખામી. નામ. ૨
ઠામો ઠામે ગામો ગામે, વ્યાપ્યા નામે જશ નામી;
રામ ઉગારી, ગૌતમ નારી, આપે તારી સુખ પામી. નામ. ૩
જય ગોવિંદા પરમાનંદા, બાળમુકુંદા દ્યો હામી;
તમને ભૂલે અંતે ડૂલે, જગમાં ફુલે તે કામી. નામ. ૪
ધરમે સ્થાપો નીતિ આપો, પળશે પાપો વર પામી;
છે હરજીવન રામરતન ધન, રાખો મનમાં વિરામી. નામ. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

કુંજવિહારી શલ્યા તારી, પુતના મારી સુખદાતા; ટેક.
સેવક તારો પાર ઉતારો, આપ ઉગારો દ્યો શાતા;
કરુણા કરજે ધ્યાને ધરજે, હરકત હરજે જગ ત્રાતા. કુંજવિહારી. ૧
જય ગોપાળા મોરલીવાળા, કંઠે માળા રૂસ રાતા;
જય મોરારી જય કંસારી, તમે ખરારી* રણરાતા. કુંજવિહારી. ૨
હું તુજ પાસે આવ્યો આશે, મુજ શુભ થાશે પિતુમાતા;
આ જગવાસી ઋષિ વનવાસી, સિધ ચોરાશી ગુણ ગાતા. કુંજવિહારી. ૩
જય દામોદર, જય ગુણમંદર, મનહર સુંદર જય ધાતા;
ઠામે ઠામે વિષ્ણુ નામે, છો શુભ કામે પ્રખ્યાતા. કુંજવિહારી. ૪
આ સંસારે મુજને તારે, આવે વ્હારે વિધાતા;
દે હરજીવન તન મન ને ધન, કરજે પાવન હે દાતા! કુંજવિહારી. ૫

---

* ખર નામનો રાક્ષસ, રામે માર્યો હતો તે.

## પદ ૪.

રાગ ચાલુ.

જપિયે જાપો પાપો કાપો, શાંતિ આપો જગરાયા. ટેક.
ઉત્તમ નીતિ પ્રભુપદ પ્રીતિ, આપો રીતી શુભ રાયા;
કરુણા કરજો બુદ્ધિ ભરજો, શિર કર ધરજો ગુણ ગાયા. જપિયે. ૧
સુકાર્ય કરવા આ ભવ તરવા, ભક્તિ ભરવા આ કાયા—
અમને દીધી બુદ્ધિ સીધી, આપે કીધી છે માયા. જપિયે. ૨
તમને ભજિયે સદ્ગુણ સજિયે, દુર્ગુણ તજિયે ઘો છાયા;
જય દીનબંધુ તમને વંદું, કરુણાસિંધુ કહેવાયા. જપિયે. ૩
જગમાં જશમાં છે માણસમાં, ભક્તિ રસમાં તે ધાયા;
જગની કચમાં પડતા વચમાં, તે લાલચમાં લોભાયા. જપિયે. ૪
મારે તાડે દુઃખ દેખાડે, મોહ પમાડે પ્રભુ માયા;
હું હરજીવન છું પ્રભુ તુજ તન, કરજે પાવન હરિ રાયા. જપિયે. ૫

## પદ ૧.

વૈદરભી વનમાં વલવલે. એ રાગ.

સત્યનારાયણ શ્રીહરિ, સાચા સમરથ રાય:
રક્ષક રૂડા રાજતા, સદા રક્ષણ થાય. સત્યનારાયણ. ૧
પોઢયું બાળક પારણે, ઉંઘે આનંદભેર;
રક્ષક માતપિતા રૂડાં, કરે લાખેણી લે'ર. સત્યનારાયણ. ૨
વિષનો પ્યાલો તે અમૃત થયો, મીરાંબાઈને હાથ;
પાન કરતાં રહ્યા પ્રાણ તે, રક્ષા કરિ રઘુનાથ. સત્યનારાયણ. ૩
રાય દુર્યોધને દ્વેષથી, ઘાલ્યું લાડુમાં ઝેર;
ખાઇ લાડુ ભીમ ઉગર્યો, રૂડી રામની મહેર. સત્યનારાયણ. ૪
શાપ થતાં શલ્યા થઈ, અહલ્યા એક નાર;
પદ હરજીવન સ્પર્શતાં, પામી તે ઉદ્ધાર. સત્યનારાયણ. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

જેને જગપતિની દયા, તેનું જગતમાં જોર:
લંકા લૂંટી વાનરે, કીધો શોર બકોર. જેને. ૧
અમૃત પાન કરાવીયું, દેવોને જગરાય;
બળવંત દૈત્ય બેશી રહ્યા, કરતાં કોટિ ઉપાય. જેને. ૨

કંસ પાપીના કોપથી, દેવકી વસુદેવ;
બંધાયાં બંધન વિષે, છોડાવ્યાં સત્યદેવ. જેને. ૩
કૌરવ કેરા ત્રાસથી, દુઃખી પાંડુકુમાર;
સાહ્ય કરી શ્રીકૃષ્ણજી, વેગે કીધી વ્હાર. જેને. ૪
દીનબંધુ દયાસાગરા, કરુણાળુ કૃપાળ;
હરજીવન વિનતિ કરે, સદા લેજો સંભાળ. જેને. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

ગહન ગતિ ગોવિંદની, કોઇથી જાણી ન જાય;
થાક્યા દેવ ઋષિ મુનિ, વેદથી ન વર્ણાય. ગહન. ૧
પરખે વસ્તુ પિપિલિકા[૧], વરતે વિધ વિધ વાસ;
અલગ રાખતાં શર્કરા, આવે તેની પાસ, ગહન. ૨
આકાશમાં રહી પક્ષિયો, દેખે અવનિમાં ભક્ષ;
આકાશેથી તે ઊતરે, ધરી ભક્ષને લક્ષ. ગહન. ૩
જળચર જળમાં વસે વરાં, કરે નાનાંનો ગ્રાસ;
ન્યાય નિયમ ત્યાં ક્યાં રહ્યો, કરતા શ્રીઅવિનાશ. ગહન. ૩
બળિયાના એ ભાગ છે, એવો દિસે છે ન્યાય;
હરજીવન ભલા જયતણી, દુનિયા છે ક્યાંય ? ગહન. ૫

## પદ ૪.

### રાગ ચાલુ.

જાગ જાગને જીવડા, તાકે કાળ કરાળ;
સત્યનારાયણ નામ લે, તજી આળ પંપાળ. જાગ. ૧
બાહ્યવૃત્તિ ધરી ભૂલ માં, અવિનાશી એક;
સત્યનારાયણ દેવમાં, રાખ્ય નિશ્ચલ ટેક. જાગ. ૨
સ્વપ્નાની વસ્તુ જુઓ, જાગ્રતમાં ન હોય;
જાગ્રતની વસ્તુ વળી, સ્વપ્ને નવ જોય. જાગ. ૩
માટે જાગ્રત્ સ્વપ્ન એ, બેઉ સ્વપ્ન સમાન;
સમજી અંતરમાં ધરો, સત્યદેવનું ધ્યાન. જાગ. ૪
ઓળખો અંતરજામીને, આવશે અવસાન;
હરજીવન પરલોકનું, નહિ ભૂલવું ભાન. જાગ. ૫

---

૧. કીડી.

## પદ ૧.

### રઘુપતિ રામરૂદેમાં રે'જોરે. એ રાગ.

નારાયણ સત્યદેવ છે સાચારે, વદે વેદ વિમળ એ વાચા. ટેક.
બાજી જગતની જૂઠી જાણોરે, શિદ મિથ્યા સુખમાં માણોરે;
શુભ જ્ઞાન અંતરમાં આણો. નારાયણ. ૧
જોતાં જોતાં ગયા કંઇ જાશેરે, કોઇ પલકમાં પેદા થાશેરે;
કોઇ આશામાં અટવાશે. નારાયણ. ૨
ઝાડ પ્હાડ ને સઘળાં પ્રાણીરે, એ સરવેને અસ્થિર જાણીરે;
વદો સત્યનારાયણ વાણી. નારાયણ. ૩
શશિ સૂર્યને આભના તારારે, નવ ગ્રહો નભે ફરનારારે;
તેના અસ્તના આવતા વારા. નારાયણ. ૪
લાભ હોય હરજીવન લેવોરે, તો તો સત્યનારાયણ સેવોરે;
પ્રભુ નામ છે મીઠો મેવો. નારાયણ. ૫

## પદ ૨.

### રાગ ચાલુ.

નારાયણ નામ લેતાં તરીએરે, નિત્ય સત્યનારાયણ સ્મરીએ. ટેક.
અજામેળે તો સમરણ કીધુંરે, નામ નારાયણનું લીધુંરે;
તેને અવિચળ પદ પ્રભુ દીધું. નારાયણ. ૧
ધ્રુવ પાંચ વરસનું બાળરે, વન જઇને જપ્યા ગોપાળરે;
આપ્યાં અવિચળ પદ જગપાળ. નારાયણ. ૨
ગર્વ નારદજીનો ઉતાર્યોરે, જાણી ભક્ત પોતાનો તાર્યોરે;
મોહ માયાથી તેને ઉગાર્યો. નારાયણ. ૩
પ્રભુ પ્રલ્હાદજીને પાળ્યારે, તમસ્તંભ થકી ઊગાર્યારે;
દુષ્ટ દાનવો વીણીને માર્યા. નારાયણ. ૪
હું હરજીવન દાસ તમારોરે, સંસારથી પાર ઉતારોરે;
હરો મોહ મત્સર મદ મારો. નારાયણ. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

ધરો સત્યદેવનું એક શરણુંરે, હું તો વારે વારે શું વરણું. ટેક.
સુત દારા કામ ન આવેરે, એ તો સ્વારથે ભાવ ભજાવેરે;
એલી સત્યનારાયણ થાવે. ધરો સત્ય. ૧

કાકા મામાનો સાથ છે કાચોરે, દેવ સત્યનારાયણ સાચોરે;
તેનું ધ્યાન ધરી મન રાચો. ધરો સત્ય. ૨
ભાઇ બ્હેન છે સુખનાં ભાગીરે, દુઃખ સમયમાં દેશે ત્યાગીરે;
જોને વિચારી જીવ તું જાગી. ધરો સત્ય. ૩
મિત્ર સગાં કુટુંબી તારાંરે, તેતો ફોલી ફોલી ખાનારાંરે;
મૂઢ માની રહ્યો તેને મારાં. ધરો સત્ય. ૪
અંત સમય હરજીવન થાશેરે, જ્હારે સત્યનારાયણ ધાશેરે;
ત્યારે પાપ તારાં પ્રલે થાશે. ધરો સત્ય. ૫

## પદ ૪.

### રાગ ચાલુ.

મારા શેઠ એક દેવ છે સાચારે, સત્યનારાયણ વદું વાચા. ટેક.
અન્ન જળ ફળ એ તો આપેરે, ધન દોલત સ્થિર કરી સ્થાપેરે;
કોટિ કષ્ટ કૃપા કરી કાપે. મારા શેઠ. ૧
બળવંતે બુદ્ધિ મને દીધીરે, કૃપા પૂરણ પ્રેમે કીધીરે;
શુદ્ધ સંકટમાં પ્રભુ લીધી. મારા શેઠ. ૨
મને નાનેથી મોટો કીધોરે, જ્ઞાનમાર્ગ દેખાડ્યો સીધોરે;
પ્રભુ ભજવા દિવસ આ દીધો. મારા શેઠ. ૩
ધન્ય શેઠ વડો એ શામળિયોરે, ભાવે ભક્ત જનોને મળિયોરે;
સુદામાજીની આરતો ટળિયો. મારા શેઠ. ૪
હરજીવન તે હું પાડ શું વાળુંરે, જપું નામ હરિનું રસાળુંરે;
થઇ સેવક તાપને ટાળું. મારા શેઠ. ૫

## પદ ૧.

### રાગ ધીરાનો.

સાચા એક મારેરે સત્ય નારાયણ શ્રીહરિ,
સર્વત્ર એક રૂપેરે લીલા અદ્‌ભુત કરી. ટેક.
સર્વ પ્રાણીના છે આતમા એ તો, પૂરણ પુરુષ પ્રખ્યાત;
શરીરરૂપી પુરમાં વસ્યા છે, દેવ સાચા સાક્ષાત;
અસ્તિ ભાતિ પ્રિય રે, સ્વરૂપે રહ્યા સ્થિર કરી; સાચા એક. ૧
પૂર્વે પણ પ્રભુ એક હતા એ, પૂરણ પુરુષ આપ;
ત્રિકાલમાં છે સાચા શ્રીહરિ, બાધ રહિત અમાપ;
સ્વયંજ્યોતિ રૂપેરે, રાજે તેજ પુંજ ધરી. સાચા એક. ૨

દેશ કાલ ને વસ્તુ તણા એ, પરિચ્છેદથી રહિત,
અનંત દેવ આપે બિરાજે, અનંત નામો સહિત;
આપ આદિ કારણરે, ભજિને જન જાય તરી. સાચા એક. ૩
નહિ ઉત્પત્તિ ને વિનાશ જેનો, એવા નિત્ય છો નાથ;
અક્ષરબ્રહ્મ હું વંદું તમને, જોડી જુગલ આ હાથ;
હરજીવન ભાવેરે, ભજું હરિ ફરી ફરી. સાચા એક. ૪

## પદ ૨.

### રાગ ચાલુ.

વ્યાપિ રહ્યા વિશ્વેરે, સત્યનારાયણ સ્વામી;
સુખદ સ્વરૂપેરે, વૃત્તિ મારી વિરામી. ટેક.
અજ્ઞાનરૂપી અંજન રહિત છો, નાથ નિરંજન એક;
સર્વ સ્થળે પરિપૂર્ણ પ્રભુજી, વ્યાપ્યા સહિત વિવેક;
દ્વેષ રહિત દેવારે, નમું નમું શિરનામી. વ્યાપી. ૧
સર્વ ઉપાધીથી રહિત આપ છો, અમૃતરૂપે અખંડ;
મોક્ષસ્વરૂપ છે નાથ તમારૂં, રચતા કોટિ બ્રહ્માંડ;
અભય છો આપેરે, દેવ અંતરયામી. વ્યાપી. ૨
ખટવિકારો રહિત વિભુ છો, શાશ્વત[1] સચ્ચિદાનંદ;
જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મે કરીને, પામીએ પરમાનંદ;
અવ્યયરૂપે રમતારે, સુખરૂપ સુખધામી. વ્યાપી. ૩
નિગમને પણ ગમ ન જેની, કરે નેતિના પોકાર;
ખટ દરશન તો ખોળીને થાક્યાં, પામ્યાં ન પ્રભુનો પાર;
હરજીવન શું જાણુંરે, મહિમા પ્રભુ નિષ્કામી. વ્યાપી. ૪

## પદ ૩.

### રાગ ચાલુ.

તારો મને તારોરે, ભવસાગર ભારી;
કિનારે ઉતારોરે, સત્યનારાયણ તારી. ટેક.
અહલ્યા શલ્યા થઈ ત્યારે, ચરણ સ્પર્શ કરી રામ !
ઉદ્ધાર તેનો અંતરજામી, કીધો પૂરણ કામ;
પુર્વરૂપ આપીરે, તારી પ્રભુ તે નારી. તારો. ૧
કુબડી કુબજા ચંદન લાવી, પૂજ્યા શ્રીકૃષ્ણ કૃપાળ;

૧ અખંડ, નિત્ય.

રમા ઉમા સમ રૂપ આપીને, કીધો અંગીકાર;
આરત તેની ભાગીરે, ભવથકી ઉદ્ધારી. તારો. ૨
ભામિની ભીલડી જંગલી જાતે, વસતી વન મોઝાર;
અજીઠાં બોરાં અર્પણ કીધાં, ભાવે જમ્યા જગદાધાર;
અભયપદ આપ્યુંરે, વારે વારે ગઇ વારી. તારો. ૩
અબળા એવી અનેક ઉદ્ધારી, સત્યનારાયણ દેવ;
નામ તમારૂં લેતાં શ્રીહરિ, ભક્તો તરે તતખેવ;
હરજીવન માગેરે, સદ્‌બુદ્ધિ સારી. તારો. ૪

### પદ ૪.

રાગ ચાલુ.

અંતર શુદ્ધ રાખોરે, સત્ય નારાયણ મારૂં;
વાસ કરી વસજોરે, ધ્યાનમાં રૂપ ધારૂં. ટેક.
આશા તૃષ્ણા અંતરમાં છે, વાસના વિવિધ પ્રકાર;
ઉઠે સંકલ્પો અનેક રીતે, ઉરમાં વારંવાર;
કેમ કરી કલ્પું રે, વર્ણવતાં હું હારૂં. અંતર. ૧
નામ તમારૂં જપતાં નાથજી, ચંચળ ચિત મુજ થાય;
ભૂલું ધ્યાન ભજન ને હું તો, વ્યર્થ વખત વહીં જાય;
માને ન મન મારૂંરે, વારે વારે જો વારૂં. અંતર. ૨
આવે બગાસાં માળા ધરતાં, માળા છટકી જાય;
તેવે સમે કોઇ મારે ગપાટા, સાંભળવા ચિત ચહાય;
ભક્તિ રસ ભૂલુંરે, અંતર થાય અંધારૂં. અંતર. ૩
પાઠ કરૂં તો મુંઝાય મનડું, સ્થિર કદાપિ ન થાય;
આવે અવાજો અણધાર્યા ત્યાં, ઝટપટ દોડયું જાય;
હરજીવન ન સૂઝેરે, વારે વારે વિચારૂં. અંતર. ૪

---

## વૈરાટસ્વરૂપનું ધ્યાન.

### પદ ૧.

ગરબી તથા ધોળમાં ગવાય છે.

ભજીએ સત્યનારાયણ દેવ, કરે ભવપારનેરે લોલ;
જેને ભજતાં નરને નારી, સંસારને તરેરે લોલ. ભજીએ. ૧

જે હરિ પૂરણ બ્રહ્મ સ્વરૂપ, દેવના દેવતારે લોલ;
જેને વેદ પુરાણો ગાય, ઋષિ મુનિ સેવતારે લોલ. ભજીએ. ૨
હરિનો વૈકુંઠમાં છે વાસ, વ્યાપ્યા વિશ્વમાંરે લોલ;
ચોટયું ચંચળ મારૂં ચિત્ત, એવા જગદીશમાંરે લોલ. ભજીએ. ૩
જેનું તેજ અનંત અપાર, પાર કેમ પામીએરે લોલ;
ધરિયે અંતર મધ્યે ધ્યાન, સુખ વિરામીએરે લોલ. ભજીએ. ૪
તે નર નારી ધન્ય ગણાય, ધ્યાન હરિનું ધરેરે લોલ;
હરજીવન તે તો સંસાર, સઘ સહેજે તરેરે લોલ. ભજીએ. ૫

## પદ ૨.

### રાગ ચાલુ.

ધરીયે નારાયણનું ધ્યાન, માન મદ ત્યાગીએરે લોલ;
શુદ્ધોદકથી કરીએ સ્નાન, વ્હાલાં વ્હાણે જાગીએરે લોલ. ધરીએ. ૧
જોતાં સ્થાનક ઠીક જણાય, આસન ત્યાં રાખીએરે લોલ;
થઇને સ્થિર અંતર ધરી ધ્યાન, આનંદ રસ ચાખીએરે લોલ. ધરીએ. ૨
હરિનું જે વૈરાટ સ્વરૂપ, ઉરે તે આણીએરે લોલ;
એ છે સચરાચરના ભૂપ, જરૂર મન જાણીએરે લોલ. ધરીએ. ૩
પ્રભુનાં ચરણ કમળ પાતાળ, એડી રસાતળે રહીરે લોલ;
મહતાળ એડી ઉપર હોય, ઘુંટણ તળાતળે સહીરે લોલ. ધરીએ. ૪
સુતળ ઝંઘા માંહ્ય જણાય, વિતર ઉરમાં રહ્યારે લોલ;
ઝંઘા મધ્યે મહીતળ લોક, હરજીવને કહ્યારે લોલ. ધરીએ. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

નભસ્થળ નાભીમાં બિરાજે, સ્વર્ગ હૃદયે રહ્યું રે લોલ;
કંઠે મહર લોક સુખધામ, શાસ્ત્ર વિષે કહ્યુંરે લોલ. નભસ્થળ. ૧
વદને વસે વડા જનલોક, લલાટે તપેશરીરે લોલ;
શિરમાં સત્યલોકનો વાસ, લીલા હરિએ કરીરે લોલ. નભસ્થળ. ૨
અમરો ઇંદ્રાદિક અનેક, બાહુમાં તે રહ્યારે લોલ;
દશ દિશ કરણ સ્થાનમાં હોય, શબ્દ શ્રોત્રે કહ્યારે લોલ. નભસ્થળ. ૩
અશ્વિનીકુમાર રૂપ રસાળ, નાસિકામાં રમેરે લોલ;
ગન્ધ ઘ્રાણ ઇંદ્રિમાં હોય, મુખે અગની શમેરે લોલ. નભસ્થળ. ૪

નેત્ર અંતરિક્ષના લોક, ત્યાંહિ રવિ દેવતારે લોલ;
સંધ્યા સમયે હરજીવન, ઋષિ મુનિ સેવતારે લોલ. નભસ્થળ. ૫

પદ ૪.

રાગ ચાલુ.

રાત્રી દિવસ છે પલકો સાર, વિષ્ણુ ભગવંતનાંરે લોલ;
શોભે બ્રહ્મા ભ્રુ વિલાસ, ટાળે દુઃખ સંતનાંરે લોલ. રાત્રી. ૧
જળ છે તાળવે રસનામાં રસ, વદને વેદ છે રે લોલ;
દાઢયો યમરાજાનું રૂપ, એવા બહુ ભેદ છેરે લોલ. રાત્રી. ૨
પુત્રાદિકમાં સ્નેહ જણાય, દાંત[1] વૈરાટનારે લોલ;
મોહક માયા હરિનું હાસ્ય, ઠાઠ બહુ ઘાટનારે લોલ. રાત્રી. ૩
કટાક્ષ મધ્યે સર્ગ અપાર, અધર લોભ લાજછેરે લોલ;
સ્તનમાં ધર્મ અધર્મ પીઠ, વૈરાટના રાજમાંરે લોલ. રાત્ર. ૪
ગુહ્યે પ્રજાપતિને સંગે, મૈત્રાવરુણ વસેરે લોલ;
ઉદરે સાયર સાતનું વારી, હરજીવન લસેરે[2] લોલ. રાત્રી. ૫

પદ ૫.

રાગ ચાલુ.

નદિયો નાડી કેરૂં રૂપ, વૃક્ષ રોમે રહ્યાંરે લોલ;
પર્વતપ્હાડો રૂપે હાડ, વિપ્ર વૃંદે કહ્યાંરે લોલ. નદિયો. ૧
શ્વાસે વાયુ કેરો વાસ, પરાક્રમી એ ઘણોરે લોલ;
કાળનીં ગતિ ને ગુણપ્રવાહે, વિવેક છે તે તણોરે લોલ. નદિયો. ૨
જગરચના વૈરાટનું કર્મ, મેઘરૂપ કેશછેરે લોલ;
સંધ્યા વસ્ત્ર ચંદ્રમા ચિત્ત, વૈરાટનો વેશ છેરે લોલ. નદિયો. ૩
હૃદયે પ્રધાન પ્રકૃતિ દેવી, મને મહત્તત્વછેરે લોલ;
અંતઃકરણે શંકર દેવ, સર્વનું સત્વછેરે લોલ. નદિયો. ૪
હય ગજ ખચ્ચર ઊંટ અનેક, મૃગો આદિક પશુરે લોલ;
કટિ પશ્વાને હરજીવન, વાસ સૌ એ વસ્યુંરે લોલ. નદિયો. ૫

પદ ૬.

રાગ ચાલુ.

વિચિત્ર શિલ્પકળા વૈરાટનીં—પક્ષીમાં જુઓરે લોલ;
બુદ્ધિ મનનો વાસ મનુષ્યો, પાપ પૂજી ધુઓરે લોલ. વિચિત્ર. ૧

---

૧. સ્નેહ દાંતમાં રહ્યો છે. ૨ શોભે છે.

વિદ્યાધર ગંધર્વ તણા ગણ, ચારણ અપ્સરારે લોલ;
સ્વર એ સ્મૃતિઓ કેરા સાર, ખટ જાતી ખરારે લોલ. વિચિત્ર. ૨
સેના રાક્ષસની છે જેહ, પરાક્રમ એમનુંરે લોલ;
બ્રાહ્મણજાતી કેરૂં સ્થાન—મુખ છે તેમનુંરે લોલ. વિચિત્ર. ૩
ભુજમાં ક્ષત્રી સાથળે વૈસ્ય, શુદ્ર ચરણેં રહેરે લોલ;
મળો દ્રવ્યથકી જે થાય, કર્મ તેને કહેરે લોલ. વિચિત્ર. ૪
નિરનિરાળાં નામો વાળા દેવગણો તણારે લોલ—
હોમ હવન એ હરજીવન, વૈરાટે વસે ઘણારે લોલ. વિચિત્ર. ૫

---

## માનસી પૂજા.

### પદ ૧.

પદ રાગ ગરબી. "આવો હરિ રાસ રમો વાલા." એ દેશી.

નમું નમું નારાયણ સ્વામી, પૂરણકામી પ્રભુ બહુ નામી. ટેક.
ચતુર્ભુજે આયુધ છે ચારે, ચક્ર શંખ પદ્મ ગદા ધારે;
તારે ભક્ત દુષ્ટોને મારે. નમું નમું. ૧
પ્રસન્ન મુખ પ્રેમે હું નિરખું, જોતાં નેત્રકમળ ઉરે હરખું;
કટાક્ષ છે અમૃતના સરખું. નમું નમું. ૨
કદંબના કેશરના રંગે, ધર્યા પીળાં પીતાંબર અંગે;
ઝળકતી સોનેરી સંગે. નમું નમું. ૩
બહુ મૂલી રત્ન જડ્યાં સાથે, સુવર્ણના ભુજબંધો નાથે;
બાંધ્યા છે તે દીપે હાથે. નમું નમું. ૪
તેજોમય રત્ને કિરીટ રાજે, કાનોમાં કુંડળ બિરાજે,
હરજીવન પાય પડે આજે. નમું નમું. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

છોજી સત્યનારાયણ સાચા, ભજું મન કર્મ સહિત વાચા. ટેક.
કંઠે પ્રભુ કૌસ્તુભમણિ ધારે, શોભા વનમાળીની ભારે;
કાંતિ તેની કરમાય નહિ ક્યારે. છોજી. ૧
શોભે કટિમેખળા બહુ ભારી, કરે જોડી કંકણની ધારી;
આભૂષણે ભક્ત જતા વારી. છોજી. ૨

કેશ શ્યામ નિર્મળ છે શિરે, હસો પ્રભુ આનંદે ધીરે;
આભૂષણ ઓપેછે શરીરે. છોજી. ૩
જામા જરકશીના ઝળકે છે, સોનેરી ફેંટા ચળકે છે;
મોતીડાંની માળા લળકે છે. છોજી. ૪
દર્શન સત્યદેવનાં કરતાં, ભક્તોનાં કારજ સૌ સરતાં;
હરજીવન નામ જપે ફરતાં. છોજી. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

આવો સત્યનારાયણ આપે, પૂજું પ્રભુ ચરણ જે દુઃખ કાપે. ટેક.
ચરિત્રો સેવક શું ગાઉં, મતિ મારી મંદ હું મૂઝાઉં;
કૃપા કરો ચરણ શરણ આવું. આવો. ૧
અવલોકો આનંદે સ્વામી, કરો કૃપાકટાક્ષ બહુ નામી;
પ્રભુ જય જય અંતરજામી. આવો. ૨
શુદ્ધોદકે ચરણકમળ ધોઉં, પ્રેમે પ્રભુ પાવનપદ હોઉં;
મનોહર મૂરતિ ઉર જોઉં. આવો. ૩
બિરાજો આસન અંતરમાં, આવો આવો ચિત્તરૂપી ઘરમાં;
અરચું પ્રભુ ચંદન લઈ કરમાં. આવો. ૪
અક્ષત ને પુષ્પો અરપુંછું, ધૂપ ને દીપ સમરપુંછું;
હરજીવનદાસ પ્રભુ હું છું. આવો. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

પૂજું સત્યનારાયણ દેવા, મને કરી નિત્ય કરૂં સેવા. ટેક.
ભોજન પ્રભુ ભાવતણાં કરજો, ચિત્તતણી ચંચળતા હરજો;
સેવક શિરે કોડે કર ધરજો. પૂજું. ૧
સોપારી પાનબીડી સાથે, આરોગ્યાં તાંબૂલ શ્રીનાથે;
આપું મુખવાસ પ્રભુ હાથે. પૂજું. ૨
પ્રેમે પ્રભુ આરતિ ઉતારૂં, કરો મન નિર્મળ હરિ મારૂં;
નારાયણ મૂર્તિ ઉરે ધારૂં. પૂજું. ૩
સ્તુતિ ને પાઠો પ્રભુ તારા, ત્રિવિધિના તાપ હરે મારા;
નમું નમું હું જગદાધારા. પૂજું. ૪

પ્રભુ એક આશ્રય છે તારો, ક્ષમા કરો દોષ સકળ મારો;
હરજીવન ભવથકી ઉદ્ધારો. પૂજું. ૫

## સત્યનારાયણની લીલા.

### ચરિત્ર.

રાગ ધોળ.

પ્રભુને ચરણેરે, પ્રેમે પાયે લાગું;
અપરાધોનીરે, ક્ષમા ક્ષણે ક્ષણે માગું. ૧
સત્યનારાયણરે, સમરણ કરતાં તારૂં;
જનમ જનમનુંરે, પાતક જાયે મારૂં. ૨
ચરિત્ર ગાવારે, ચિત મુજ ચાહે આજ;
સત્યનારાયણરે, સિદ્ધ કરો એ કાજ. ૩
સૃષ્ટિ સૃજવારે, ઇચ્છા કીધી જ્યારે;
મહત્ તત્ત્વોરે, નિપજાવ્યાં પ્રભુ ત્યારે. ૪
રૂપ પુરુષનુંરે, ધારણ કીધું પળમાં;
સત્યનારાયણરે, પોઢ્યા પોતે જળમાં. ૫
યોગનિદ્રામાંરે, પોઢ્યા વિશ્વાધાર;
નાભિ કમળમાંરે, બ્રહ્માનો અવતાર. ૬
વિરાટ રૂપેરે, વિશ્વ વિષે વિખ્યાત;
પ્રભુજી પ્રગટ્યારે, સકળ જગતના તાત. ૭
ભુજા હજારોરે, નેત્ર હજારો જેને;
શિર હજારોરે, હસ્ત હજારો તેને. ૮
ચરણ હજારોરે, કરણ હજારો શોભે;
સ્વરૂપ જોતાંરે, યોગીનાં મન લોભે. ૯
આદિ પ્રભુનેરે, યોગી ધ્યાને પામે;
સ્વરૂપ એ તોરે, સત્યનારાયણ નામે. ૧૦
જેના અંશથીરે, ઉપજ્યા દેવ અનેક;
નર પશુ પક્ષીરે, નિપજ્યાં એકે એક. ૧૧
રક્ષણ કરવારે, સૃષ્ટિનું સૌ રીતે;
અંશે આવ્યારે, અવનિમાં પ્રભુ પ્રીતે. ૧૨

હિરણ્યાક્ષે તોરે, પૃથ્વી કરમાં લીધી;
મહાજળ મધ્યેરે, વળતી દોટજ દીધી. ૧૩
વરાહરૂપેરે, ધરણીને પ્રભુ તારી;
દાઢે કરીનેરે, નાંખ્યો દૈત્ય વિદારી. ૧૪
એવી રીતેરે, કાર્ય જગતનું કરતા;
રસાતળેથીરે, ધરણીને ઉદ્ધરતા. ૧૫
સુયજ્ઞ નામેરે, પ્રજાપતિ ઘેર આવ્યા;
સુયમ નામેરે, દેવોને નિપજાવ્યા. ૧૬
પાલન કીધુંરે, યજ્ઞઅવતારે નાથે;
મન્વંતરનુંરે, દેવ સકળની સાથે. ૧૭
કર્દમ ઋષિનાંરે, દેવહૂતિ જે નારી;
તેને ત્યાં તોરે, પ્રગટ્યા દેવ મોરારી. ૧૮
કપિલ એવુંરે, નામ પ્રભુએ ધારી;
સાંખ્ય શાસ્ત્રથીરે, માતા નિજાની તારી. ૧૯
આત્મવિદ્યાથીરે, દેવહૂતિ સુખ પામ્યાં;
જીવન્મુક્ત થઇરે, આનંદેથિ વિરામ્યાં. ૨૦
કપિલ મુનિએરે, સિદ્ધોને સુખ આપ્યું;
તત્ત્વનો નિર્ણયરે, સાંખ્યશાસ્ત્રને સ્થાપ્યું. ૨૧
દંપતી ડાહ્યાંરે, અનસુયા ને અત્રિ;
મહાતપ કીધાંરે, લક્ષણ જેમાં બત્રી. ૨૨
પુત્ર થઇનેરે, તેને ઘેર પધાર્યા;
દત્તાત્રયનેરે, નામે અરથો સાર્યા. ૨૩
સહસ્રાર્જુનનેરે, યદુરાજા ગુણવાન;
ધર્મ અર્થનેરે, મોક્ષનું પામ્યા જ્ઞાન. ૨૪
પ્રેમે પ્રભુજીરે, પ્રગટ્યા બ્રાહ્મણ દેવ;
બ્રહ્માજીથીરે, સનકાદિક તતખેવ. ૨૫
સનક સનંદનરે, સનતકુમાર ભણાય;
વળિ સનાતનરે, ચોથા ઋષિજી થાય. ૨૬
ઉદ્ધાર કીધોરે, આત્મજ્ઞાનનો તેણે;
મોક્ષનો મારગરે, જણવ્યો મુનિને જેણે. ૨૭
બ્રહ્મચર્ય પાળ્યુંરે, કષ્ટ સહન કરી નેમે;

મહાવ્રત એવુંરે, પાળ્યું પ્રભુજી પ્રેમે. ૨૮
નર નારાયણરે, ઋષિ થયા એકવાર;
તપ કરવાનેરે, લીધો એ અવતાર. ૨૯
ધર્મ તાતનેરે, મૂર્તિ જેનાં માત;
નરનારાયણરે, પ્રગટયા ત્યાં સાક્ષાત. ૩૦
શાંતિ આપેરે, અતિ અંતરમાં એવું;
મહાતપ કીધું રે, થાય ન કોથી તેવું. ૩૧
કામ ક્રોધ મદરે, લોભ મોહને તજતા;
ભાવે બ્રહ્મનેરે, શાંતિ રાખી ભજતા. ૩૨
ઉત્તાનપાદરે, રાજા પરમ પવિત્ર;
ધ્રુવ ત્યાં જન્મ્યારે, જેનાં ચારુ ચરિત્ર. ૩૩
અપરમાએરે, મ્હેણાં દીધાં ભારે;
તપ કરવાનેરે, ધ્રુવજી ચાલ્યા ત્યારે. ૩૪
તેના તપનોરે, મહિમા અપરંપાર;
જોતાં પ્રભુજીરે, પ્રગટયા વિશ્વાધાર. ૩૫
પ્રસન્ન થઈનેરે, સ્થાન અવિચળ આપ્યું;
ધ્રુવપદ એવુંરે, સ્થિર કરીને સ્થાપ્યું. ૩૬
રાજા વેનેરે, અવળો મારગ લીધો;
બ્રહ્મઋષિએરે, તેને શાપ જ દીધો. ૩૭
ઐશ્વર્ય પૌરુષરે, ભસ્મ થયાં સૌ તેનાં;
દુખમાં ડુબ્યોરે, ભાગ્ય ભુસાયાં એનાં, ૩૮
બ્રહ્મઋષિએરે, દયા કરી મહારાજ;
વિનતિ સુણતાંરે, પ્રગટયા શ્રીપૃથુરાજ. ૩૯
વેન રાય તો રે, તપતો ત્રિવિધિ તાપે;
ઉદ્ધાર કીધોરે, પુત્ર થઈ પ્રભુ આપે. ૪૦
પૃથ્વી દોહીરે, પૃથુરાય અવતારે;
અનેક વસ્તુરે, ઔષધી ભાર અઢારે. ૪૧
નાભિરાયનાંરે, સુદેવી નામે નારી;
ઋષભ દેવ તોરે, ત્યાં પ્રગટયા અવતારી. ૪૨
સમ છે દૃષ્ટિરે, સમાધિમાં સંપૂર્ણ;
કામ ક્રોધાદિકરે, કર્યાં ચિત્તથી ચૂર્ણ. ૪૩

વિષયવાસનારે, ત્યાગી મનથી તેવી;
પરમહંસનીરે, દશા જણાવી એવી. ૪૪
વશ મન ઇંદ્રિયરે, સ્વરૂપમાં સ્થિતિ ધારી;
તજી સરવથીરે, આસક્તિ વિચારી. ૪૫
બ્રહ્માજીનારે, યજ્ઞ થકી એકવાર;
યજ્ઞપુરુષ તોરે, હયગ્રિવનો અવતાર. ૪૬
સુવર્ણ વર્ણરે, વેદમૂર્તિ મહારાજ;
યજ્ઞ મૂર્તિએરે, કર્યાં વેદનાં કાજ. ૪૭
સર્વે દેવમયરે, શ્વાસે વેદની વાણી;
ઉત્પન્ન કીધીરે, આપે સારંગપાણી. ૪૮
મચ્છ થઈનેરે, વૈવસ્વતને તાર્યા;
સત્યવ્રતનેરે, માયાથી ઊગાર્યા. ૪૯
બ્રહ્માજીનારે, મુખથી વેદો ચાર;
જળમાં ડૂબ્યારે, તેનો કર્યો ઉદ્ધાર. ૫૦
પ્રલયતણું જળરે, મહાભયંકર ભાસે;
વિહાર તેમાંરે, હરિએ કર્યો ઉલ્લાસે. ૫૧
દાનવ દેવેરે, સાગર મંથન કીધું;
કૃપાળુ કેશવરે, રૂપ કૂર્મનું લીધું. ૫૨
મંદરાચળનેરે, પીઠ ઉપર પ્રભુ ધાર્યો;
દેવ સકળનોરે, સાથ પ્રભુ ઉદ્ધાર્યો. ૫૩
દાનવ દુષ્ટોરે, પુષ્ટ થયા ત્યાં જ્યારે;
મોહનીરૂપેરે, મોહ પમાડ્યા ત્યારે. ૫૪
અમૃત પાયુંરે. અમર કર્યા સૌ દેવ;
રાહુ કેરૂંરે, શિર છેદ્યું તતખેવ. ૫૫
હિરણ્યકશિપુરે, નૃસિંહ નાથે માર્યો;
પ્રલ્હાદ પ્રેમીરે, અગ્નિથી ઉગાર્યો. ૫૬
ભક્ત પોતાનોરે, જાણી દર્શન દીધાં;
સંકટ કાપીરે, અનેક કાર્યો કીધાં. ૫૭
એક સરોવરરે, વિશાળ રૂડું રાજે;
ઝૂડ છૂપાઈરે, બળવંતો ત્યાં ગાજે. ૫૮
યૂથપતિ એવારે, હાથીનો પગ ઝાલ્યો;

ખેંચી તેનેરે, ઊંડા જળમાં ઘાલ્યો. ૫૯
ત્યારે ગજેંદ્રરે, આર્ત થઈ તત્કાળ;
ક્રમળ ગ્રહીનેરે, સમર્યા દીનદયાળ. ૬૦
આદિ પુરુષછોરે, નિયંતા પ્રભુ નાથ;
પવિત્ર યશછેરે, પકડો મારો હાથ. ૬૧
મંગળનામીરે, અવિચળધામી દેવ;
વારે ધાજોરે, કરૂં તમારી સેવ. ૬૨
કરુણ વાર્ણીરે, સુણતાં શ્રીજગતાત;
ગરુડાગામીરે, પધારિયા સાક્ષાત. ૬૩
ચક્રની ધારેરે, ચીર્યું ઝૂડનું મુખ;
ગજેંદ્ર કાઢયોરે, ટાળી સઘળાં દુઃખ. ૬૪
બળિ રાજાએરે, અનેક યજ્ઞો કીધા;
દાની થઇનેરે, યશના ડંકા દીધા. ૬૫
વામન વેષેરે, હરિ સભામાં આવ્યા;
વેદ ભણંતારે, ભૂપ તણે મન ભાવ્યા. ૬૬
પગલાં ત્રણ ભરીરે, પૃથ્વી દાનમાં લીધી;
સ્વર્ગની ગાદીરે, ઇંદ્રરાયને દીધી. ૬૭
યાચક થઈનેરે, જણવ્યું જગને એમ;
ધરમી જનનેરે, દુઃખ પ્રભુ દે કેમ. ૬૮
પૃથ્વી હરિનેરે, બળિનું અનિષ્ટ ન કીધું;
પણ સાલોક્યનુંરે, ઉત્તમ પદ પ્રભુ દીધું. ૬૯
જે બળિરાયેરે, કર્યું પાદોદક પાન;
દેહને અરપીરે, તુષ્ટ કર્યા ભગવાન. ૭૦
તેને ઇંદ્રથીરે, અધિકું પદ પ્રભુ આપ્યું;
જનમ મરણનુંરે, સંકટ સરવે કાપ્યું. ૭૧
દેવઋષિ થઈરે, દેવ સકળમાં ફરતા;
નારદ નામેરે, વિશ્વ વિષે જ વિચરતા. ૭૨
ભક્તિમારગરે, ભજવી ભવમાં ભાખ્યો;
ગ્રંથ ગુંથીનેરે, પંચરાત્રનો રાખ્યો. ૭૩
નારદજીનીરે, ભક્તિ ભરપુર જાણી;
હંસ થઈનેરે, વદિયા અમૃતવાણી. ૭૪

આત્મસ્વરૂપનોરે, ઇશ્વરનો જે શોધ;
ભાગવત ભાખીરે, આપ્યો ઉત્તમ બોધ. ૭૫
વાસુદેવનોરે, આશ્રય આઠે જામ;
પામે તેવારે–બોધ, રહે નિષ્કામ. ૭૬
મન્વંતરમાંરે, મનુ થયા કોઇ કાળ;
મનુવંશનારે, પાલક દીનદયાળ. ૭૭
પ્રભાવ પૂરેરે, દંડયા દુષ્ટ અપાર;
પાપી રાજારે, પામ્યા શિક્ષા સાર. ૭૮
ચારુ ચરિત્રોરે, સકળ લોકમાં ગાજે;
કીર્તિ મનોહરરે, મેળવી મનુ મહારાજે. ૭૯
ધન્વંતરી થઇરે, અમૃત આણ્યું આપે;
વૈદક વિદ્યારે, કષ્ટ સકળનાં કાપે. ૮૦
નામતણોછેરે, મહિમા મહીંમાં કેવો;
મહારોગીનોરે, રોગ નસાડે એવો. ૮૧
દેવસકળનુંરે, આયુષ્ય અધિક વધાર્યું;
અમર કરીનેરે, કારજ તેનું સાર્યું. ૮૨
દૈત્ય સકળનેરે, દંડ ભલો પ્રભુ દીધો;
ધન્વંતરિ થઇરે, ભાગ યજ્ઞમાં લીધો. ૮૩
ઉપદેશ આપ્યોરે, સકળ લોકને સાર;
આયુર્ વેદનારે, વૈદકનો વિસ્તાર. ૮૪
પરશુરામેરે, ફરશી કરમાં ધારી;
ગર્વ ઉતાર્યોરે, ક્ષત્રીનો સંહારી. ૮૫
કરી નક્ષત્રીરે, અવનિ એકવિશવાર;
પ્રભુ ઉતાર્યોરે, પૃથ્વીપરનો ભાર. ૮૬
બ્રાહ્મણ કેરીરે, વેદની રક્ષા [1]રામે–
રૂડી કીધીરે, ફરશીધર નિષ્કામે. ૮૭
વ્યાસ નારાયણરે, શુકજી કેરા તાત;
પ્રકટ્યા પ્રભુજીરે, જ્ઞાનમૂર્તિ સાક્ષાત. ૮૮
વ્યાસજી રૂપેરે, વેદનો ભેદ જણાવ્યો;
ચારે ભાગેરે વિપ્રોને તે ભાવ્યો. ૮૯

---

૧ પરશુરામે.

પૂરાણ રચિયાંરે, અષ્ટાદશ અવિનાશી;
ભારત ગ્રંથેરે, ગુંથ્યું જ્ઞાન તપાસી. ૯૦
અવધપુરીનારે, દશરથ ભારે ભૂપ;
ધર્મધુરંધરરે, દાન દયાના કૂપ. ૯૧
કૌશલ્યાજીરે, રાણી રતિ સમાન;
પતિ આજ્ઞામાંરે, સદા રહે સાવધાન. ૯૨
કૃપા કરીનેરે, પ્રગટયા પ્રભુ તે ઘેર;
પુણ્ય પૂર્વનારે, ઉદય થયાં એ પેર. ૯૩
રામચંદ્રજીરે, રાઘવ રૂડું નામ;
અવધ પધારીરે, પૂર્ણ કર્યાં સૌ કામ. ૯૪
દૈત્ય ને રાક્ષસરે, વધિયા અપરંપાર;
ગાબ્રાહ્મણનોરે, કરતા તે સંહાર. ૯૫
દેવ સકળનેરે, દૈત્યે બંધન બાંધ્યાં;
યજ્ઞ યાગનાંરે, અન્ન રહે સૌ રાંધ્યાં. ૯૬
વિશ્વામિત્રેરે, દશરથ પાસે આવી;
રામ ને લક્ષ્મણરે, ત્યાં લીધા બોલાવી. ૯૭
યજ્ઞભંગનુંરે, દુઃખ દળવાને કોડે;
રામ ને લક્ષ્મણરે, ઋષિએ લીધા જોડે. ૯૮
રાક્ષસ મારીરે, યજ્ઞ પૂર્ણ પ્રભુ કીધો;
વિશ્વામિત્રેરે, આશિર્વાદજ દીધો. ૯૯
જનકપુરનોરે, જનકરાય છે જેહ;
કારમી કન્યારે, સીતા પામ્યો તેહ. ૧૦૦
સ્વયંવરમાંરે, વર વર વરવાને કાજે;
ધનુષ્ય રોપ્યુંરે, જનકપુરમહારાજે. ૧૦૧
ધનુષ્ય તોડયુંરે, રામ સીતાને પામ્યા;
દર્પ તજીનેરે, ભૂપ સકળ વિરામ્યા. ૧૦૨
પ્રભુજી ત્યાંથીરે, અવધપુરીમાં આવ્યા;
માતાજીએરે, મોતીવડે વધાવ્યા. ૧૦૩
રામને લક્ષ્મણરે, ભરત શત્રુઘ્ન ચાર;
દશરથ કેરારે, ઉત્તમ રાજકુમાર. ૧૦૪
પિતાની આજ્ઞારે, નિત્યે પાળે પ્રેમે;
ધર્મ કર્મમાંરે, કદી ન ચૂકે કેમે. ૧૦૫

કૈકૈ માતેરે, મેળવ્યો વર નૃપ પાસે;
રાજ ભરતનેરે, રામજી વનમાં જાશે. ૧૦૬
માત તાતનાંરે, પાળ્યાં રામ વચન;
રામ ને લક્ષ્મણરે, સીતા ચાલ્યાં વન. ૧૦૭
નામ અહલ્યારે, શલ્યા થઇ'તી જ સતી;
ચરણે સ્પર્શીરે, આપી પ્રભુ સદ્દગતિ. ૧૦૮
ભીલડી કેરાંરે, બોર ભાવથી લીધાં;
મોક્ષગતિનાંરે, ફળ તેને પણ દીધાં. ૧૦૯
આશ્રમ ઋષિનારે, અનેક તીર્થો ફરતા;
રામ સ્વરૂપથીરે, પાલન તેને કરતા. ૧૧૦
લંકા કેરોરે, રાવણ રાક્ષસ ભૂપ;
સતિને હરવારે, લીધું યતિનું રૂપ. ૧૧૧
મારીચ મામોરે, સુવર્ણનો મૃગ કીધો;
કપટરૂપથીરે, દગો જ દુષ્ટે દીધો. ૧૧૨
ધનુષ્ય બાણથીરે, મૃગ પૂઠે પ્રભુ ધાયા;
ભાવિ ન ભૂલેરે, મોહ પમાડે માયા, ૧૧૩
જ્હારે ધાયારે, લક્ષ્મણજીરે રણધીર;
રાવણ આવ્યોરે, આશ્રમ પાસે વીર. ૧૧૪
ભિક્ષા માગીરે, સતિ સીતા હરિ લીધાં;
રઘુવર સાથેરે, વસમાં વેર જ કીધાં. ૧૧૫
સીતાજીનેરે, અશોક વનમાં એમ;
ચોકી મધ્યેરે, રાખ્યાં કુશળ ક્ષેમ. ૧૧૬
રામ ને લક્ષ્મણરે, શોધે સીતા સતી;
એવે મળિયારે, હનૂમાનજી જતી. ૧૧૭
શોધ સીતાનીરે, સત્વર તે કરી આવ્યા;
નિશાથી માટેરે, ચતુર ચુડામણી લાવ્યા. ૧૧૮
વાળીનો સુતરે, અંગદ રાજકુમાર;
વિષ્ટિ કરવારે, મોકલ્યો જગદાધાર. ૧૧૯
કહ્યું ન માનેરે, કપટી પાપી જેહ;
મદમાં માતોરે, હિત નવ સમજે તેહ. ૧૨૦
નમ્યો ન પ્રભુનેરે, સીતા ન પાછી આપી;

રામજી સાથેરે, રાઢ માંડતો પાપી. ૧૨૧
વાનર રીંછનુંરે થયું કટક તૈયાર;
ચઢી સવારીરે, રામજીની તે વાર. ૧૨૨
સમુદ્ર પર તોરે, સેતુ બાંધ્યો નેટ;
દળ ઊતાર્યુંરે, રામે લંકા બેટ. ૧૨૩
લઢાઈ ચાલીરે, વીર હાક ત્યાં વાગી;
અનેક યોદ્ધારે, રણથી પળતા ભાગી. ૧૨૪
રાવણ રોળ્યોરે, રામે તેણી વાર;
કુંભકરણનેરે, માર્યો મોકમ માર. ૧૨૫
ઇંદ્રજીતનેરે બીજા બળિયા જેહ;
રામબાણથીરે, નાશ થયા સૌ તેહ. ૧૨૬
સતિ સંતાપ્યાંરે, પ્રગટી પૂરણ ઝાળ;
કુળ રાવણનુંરે નાશ થયું તત્કાળ. ૧૨૭
ભક્ત વિભીષણરે, રાવણ કેરા ભાઈ;
લંકા મધ્યેરે, તેની ફરી દુહાઈ. ૧૨૮
પધાર્યા સીતારે, અવધપુર શ્રીરામ;
પ્રેમે પોતેરે, યજ્ઞ કર્યો નિષ્કામ. ૧૨૯
રામે કીધોરે, દુષ્ટોનો સંહાર;
ઉતારી દીધોરે, ભૂમિકેરો ભાર. ૧૩૦
વિપ્ર દેવનેરે, ગાયો સંત ઉગાર્યા;
અનેક પ્રાણીરે, રામરૂપે પ્રભુ તાર્યા. ૧૩૧
ધર્મ અર્થનેરે, કામ મોક્ષ એ ચાર;
ચરિત્ર ગાતાંરે—પામે સૌ નરનાર. ૧૩૨
રામચરિત્રોરે, પવિત્ર પાવનકારી;
પ્રેમે વાંચેરે, તરે સકળ નરનારી. ૧૩૩
બડભાગી છેરે, વસુદેવ દેવકી માત;
પ્રગટ્યા પ્રભુજીરે, કૃષ્ણરૂપે સાક્ષાત. ૧૩૪
બાળાપણમાંરે, પાપિણી પુતના મારી;
બાળક સૌનારે, લીધા જીવ ઉગારી. ૧૩૫
શકટાસુરનેરે, પગ પાટુથી માર્યો;
ઝોળિમાં ઝૂલતાંરે, તે પાપીને તાર્યો. ૧૩૬

યમલાર્જુનનાંરે, વૃક્ષો મધ્યે પેસી;
મૂળ ઉખાડ્યાંરે, બાળપણે પ્રભુ બેસી. ૧૩૭
જમનાજીમાંરે, વરતે કાળો કેર;
કાળીનાગેરે નાંખ્યું જળમાં ઝેર. ૧૩૮
ગાય ગોવાળોરે, પાણી પીને મરતાં;
ઝેર ન ઉતરેરે, ઓસડ વેસડ કરતાં. ૧૩૯
રમતાં જળમાંરે, દડો પડ્યો જેવારે;
જમનાજીમાંરે, ઝીલવા પેઠા ત્યારે. ૧૪૦
પાટૂ મારીરે, કાળી નાગ જગાડ્યો;
બાંધી રૂંધીરે, જમનામાંથી કાઢ્યો. ૧૪૧
ગોપ ગોપીઓરે, બાળક ગાયો સાથે;
કૃષ્ણ ઉગાર્યાંરે, દાવાનળથી રાતે. ૧૪૨
યશોદાજીએરે, હાથે બંધન બાંધ્યાં;
દામણાં ખૂટ્યાંરે, અનેક સાથે બાંધ્યાં. ૧૪૩
માટી ખાતાંરે, મુખડું નીરખ્યું જ્યારે;
ચૌદ બ્રહ્માંડોરે, માએ દીઠાં ત્યારે. ૧૪૪
અચરજ પામ્યાંરે, નંદરાયની રાણી;
ત્યારે માયારે, મૂકી સારંગપાણી. ૧૪૫
વરુણે બાંધ્યારે, નંદજી કેરા હાથ;
છૂટા કીધારે, વેગે વૈકુંઠનાથ. ૧૪૬
વ્યોમાસુરેરે, ગોવાળો એકવાળ;
પુર્યા ગુફામાંરે, કાઢ્યા નંદકુમાર. ૧૪૭
વૈકુંઠ કેરાંરે. દરશન દેવા કાજે;
ગોકુલવાસીરે, લીધાં ત્યાં મહારાજે. ૧૪૮
ઇંદ્રયજ્ઞનોરે, ભંગ કર્યો ભગવાન;
ઉતારવા મદરે, મઘવાનાં પ્રભુ માન. ૧૪૯
સુરેંદ્ર કોપ્યોરે, વ્રજનો નાશજ હું કરૂં;
ડૂબાવી જળમાંરે વૈભવ સઘળો જ હરૂં. ૧૫૦
એમ વિચારીરે, મેઘને આજ્ઞા દીધી;
મૂસળ ધારેરે, નિશદિન વૃષ્ટિ કીધી. ૧૫૧
દયા કરીનેરે, કૃષ્ણરૂપે ભગવાન;

વ્રજવાશીનાંરે, પ્રભુજી રાખ્યાં માન. ૧૫૨
સાત વરસનારે, નંદકુંવર તે વારે;
આંગળિ ઊપરરે, ગોવરધનને ધારે. ૧૫૩
સાત દિવસનીરે, એલી મેઘે કીધી;
રક્ષણ કરીનેરે, ધારણ કૃષ્ણે દીધી. ૧૫૪
ચંદ્રકિરણથીરે, અજવાળી થઈ રાત;
વૃંદાવનમાંરે, રમતા પ્રભુ સાક્ષાત. ૧૫૫
રાસક્રિડાનોરે, ખેલ રચ્યો મહારાજ;
ગોપીજનનાંરે, પૂરણ કરવા કાજ. ૧૫૬
મનહર રૂડાંરે, પદ બંસીમાં શોભે;
ગાયન ગાતારે, મન ગોપીનાં લોભે. ૧૫૭
બ્રહ્મદશામાંરે, બ્રહ્મચારીને ભાવે;
રાસ હરિ રમતારે, કળવામાં ક્યમ આવે. ૧૫૮
મોહ માયામાંરે, ભૂલ્યાં ગોપીજન;
પ્રભુના સ્પર્શેરે, સરવે થઈ પાવન. ૧૫૯
શંખચુડ નામેરે, સેવક કુબેર કેરો;
કામે કળિયોરે, છાક્યો મદે ઘણેરો. ૧૬૦
તે ત્યાં આવ્યોરે, રાસક્રિડા જ્યાં રમતાં;
હરિ ગોપીકારે, કામ પાપીને દમતાં. ૧૬૧
મસ્તક તેનુંરે, કાપ્યું કમળા કંથ;
દુઃખમાં ડુબેરે, ચાલે અવળે પંથ. ૧૬૨
એવા દુષ્ટોરે, કૃષ્ણરૂપે સંહાર્યા;
કૃપા કરીનેરે, તરત તેમને તાર્યા. ૧૬૩
મલ્લ અખાડેરે, પ્રલંબ ગર્દભ આવ્યા;
કેશી બકાસુરરે, અરિષ્ટને બોલાવ્યા. ૧૬૪
તે સૌ માર્યારે, ચોળ્યો છે ચાણૂર;
હાથી હણતારે, કુવળયાપીડ ક્રૂર. ૧૬૫
કાળયવન નેરે, માર્યો કંસાસુર;
નરકાસુરનેરે, પૌંડ્રક આદિ અસુર. ૧૬૬
દ્વિવિદ વાનરરે, શાલ્વને સંહાર્યો;
બલ્વલ સાથેરે, દંત વક્ત્રને માર્યા. ૧૬૭

સાત બળદનેરે, શંબરાસુર અસુર;
વિદુરથ રુકમીરે, કીધા છે ચકચૂર. ૧૬૮
મત્સર કુરુનેરે, કાંબોજ આદિ અનેક;
પાપી પૂરારે, માર્યા એકે એક. ૧૬૯
પાંડવ પાળ્યારે, કૌરવને સંહારી;
સતિ કુંતાનેરે, દ્રૌપદીને પણ તારી. ૧૭૦
વિદુરજી આદિકરે, ભક્તોને ઉદ્ધાર્યા;
દુષ્ટ દળીનેરે, સંતજનોને તાર્યા. ૧૭૧
રુકિમણી રૂપેરે, લક્ષ્મીનો અવતાર;
અંશે આવીરે, ઊતાર્યો ભૂભાર. ૧૭૨
હળધર નામેરે, વીર મહા રણધીર;
હણ્યા અસુરનેરે, બળિભદ્ર એ વીર. ૧૭૩
જ્ઞાન ગીતાનુંરે, અર્જુનને પ્રભુ આપ્યું;
લીલા કરીનેરે, કષ્ટ જગતનું કાપ્યું. ૧૭૪
દ્વારામતિમાંરે, વિપ્ર સુદામો આવ્યા;
તાંદુલ કેરીરે, ભાવે ભેટજ લાવ્યા. ૧૭૫
પ્રભુજી પ્રેમેરે, વખાણી તાંદુલ ખાધા;
સુદામાનીરે, ટાળી સઘળી બાધા. ૧૭૬
આઠે સિદ્ધિરે, નવ નિદ્ધિ પણ આપી;
કૃપાળુ કેશવરે, દળદર નાંખ્યાં કાપી. ૧૭૭
ઉદ્ધવ આદિરે, અનેક ભક્ત ઉધાર્યા;
કૃષ્ણ કૃપા કરીરે, અધમ જનોને તાર્યા. ૧૭૮
અધર્મ ટાળીરે, ધર્મનું સ્થાપન કીધું;
ગૌ બ્રાહ્મણનેરે, સૌ રીતે સુખ દીધું. ૧૭૯
દેવના દુશ્મનરે, પાખંડી બહુ જ થયા;
ધર્મ લોપીનેરે, ધરી ન દિલમાંહિ દયા. ૧૮૦
અદૃષ્ટ ફરતાંરે, વૈમાનો તે વારે;
તેમાં બેસીરે, અનેક જીવ સંહારે. ૧૮૧
તે દૈત્યોનીરે, મતિને મોહ પમાડી;
પાખંડીનોરે, ધર્મ દીધો દેખાડી. ૧૮૨
રક્ષણ કરવારે, રૂપ ધર્યું પાખંડી;

ધર્મભ્રષ્ટ કરીરે, માર્યા દુષ્ટો દંડી. ૧૮૩
કલિયુગ અંતેરે, અધર્મ વધશે ભારી;
અનીતિ પૂરીરે, આચરશે નરનારી. ૧૮૪
મહાજનને ત્યાંરે, હરિકથા નહિ થાય;
બ્રાહ્મણ ક્ષત્રીરે, વૈશ્યો જે કહેવાય. ૧૮૫
ભ્રષ્ટ થઈનેરે, પાખંડી સૌ થાશે;
રાજા શૂદ્રોરે, આણ તેનીં વર્તાશે. ૧૮૬
હોમ ને હવનરે, પિતૃ કેરો ભાગ;
પ્રજા સકળ તોરે, તેનો કરશે ત્યાગ. ૧૮૭
ત્યારે પ્રભુજીરે, જગનું પાલન કરશો;
કલ્કિ નામેરે, અંશે હરિ અવતરશો. ૧૮૮
ધર્મને સ્થાપીરે, અધર્મ ટાળી દેશો;
અંશે આવીરે, ધરતા અનેક વેશો. ૧૮૯
પાલક થઈનેરે, રક્ષણ કરતા આપ;
સત્યનારાયણરે, ટાળો ત્રિવિધિ તાપ. ૧૯૦
અલ્પમતિ હુંરે, વર્ણન શું કરી જાણું;
બોબડી બોલીરે, લીલા શું હું વખાણું. ૧૯૧
અનંત શક્તિરે, અનંત ગતિ મતિ શ્રેષ્ઠ;
હું શું વરણુંરે, વાણી મારી નેષ્ટ. ૧૯૨
કર જોડીનેરે, પ્રેમે પાયે લાગું;
ભૂલ ઘણીછેરે, ક્ષમા હરિ હું માગું. ૧૯૩
કચ્છ સ્વચ્છ છેરે, કુંદનભૂમિ સમાન;
નૃપ ખેંગારજીરે, રાય ઘણા ગુણવાન. ૧૯૪
સતી શિરોમણિરે, ગંગાબા મહારાણી;
આજ્ઞા આપીરે, વધો હું તેથી વાણી. ૧૯૫
છે યુવરાજરે, વિજયરાજ મહારાજ;
તખતબાનારે, શિક્ષકનું કરૂં કાજ. ૧૯૬
સત્યનારાયણરે, તેને થજો પ્રસન્ન;
એવું માગેરે, હેતે હરજીવન. ૧૯૭
લીલા ગાશેરે, નારાયણની જેહ;
ધર્મને અર્થજરે, મોક્ષ પામશે તેહ. ૧૯૮

સત્યનારાયણરે, સાહ્ય થશે તત્કાળ;
ટળશે અંતેરે, કાળતણી સૌ ઝાળ. ૧૯૫

---

### પદ ૧.

રાગ સામગ્રી. " ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો " એ રાગ.

સત્યનારાયણ સેવતાં, સદા દિવસ નેં રાત;
મોહ માયાથી છૂટશો, કહું સાચી રે વાત. ટેક.
કાચો રે કુંભ માટીતણો, ફટ ફૂટીરે જાય;
તેમ કાયા તારી માટીની, નાશ સત્વર થાય. સત્ય. ૧
મૂરખ મોહી રહ્યો ખરે, રૂપ જોબન જોઈ;
જોતાં જોતામાં તે તો જશે, સ્થિર થાય ન કોઇ. સત્ય. ૨
માત તાતા તારાં ક્યાં ગયાં, કાકા મામાનો સાથ;
સ્નેહી સંબંધી ઘણાં ગયાં, વિસારી તેં તે વાત. સત્ય. ૩
કોઇક ગયાં બાળક વયે, ગયાં તરુણ અનેક;
વૃદ્ધ વયે કંઈ કંઈ ગયાં, ગણતાં આવે ન છેક. સત્ય. ૪
નિશ્ચે જવાનું છે આપણે, નથી ઠરવું આ ઠામ;
સાથે હરજીવન આવશે, નારાયણનું રે નામ. સત્ય. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

સત્યનારાયણ સત્ય છે, જૂઠી બીજી જંજાળ;
સાચું માનીને શું મોહી રહ્યો, એ છે આળપંપાળ. ટેક.
ઝાંઝવાંના જળ જોઈને, મૃગ દોડયાં રે જાય;
દોડી દોડી દુઃખ ભોગવે, તૃષ્ણા શાંત ન થાય. સત્ય. ૧
મનુષ્યરૂપી મૃગ મોહીને, ભમે ભવમાં અપાર;
શાંતિફળ ચાખે નહીં, તરી ઉતરે ન પાર. સત્ય. ૨
ખોટી કાયા માયા ખોટી છે, જેમ રંગ પતંગ;
જોતાં જોતાં ઝટવારમાં, થાય રંગમાં ભંગ. સત્ય. ૩
ઠાઠ કરે માયા ઘણો, ચણે ચિત્તમાં મહેલ;
બાજીગર જેમ બદલતો, જૂદા જૂદારે ખેલ. સત્ય. ૪

માટે હરજીવન હરઘડી, કરો સમરણ સાર;
નારાયણના નામથી, તરશો ભવપાર. સત્ય. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સત્યનારાયણ શું મળે? ચાલ્યો અવળે રે ઠામ;
પારસ તજી પથ્થર ગ્રહે, સરે સઘ શું કામ. ટેક.
કાગળની હોડી થકી, સિંધુ કેમ તરાય;
વિષયને વળગી રહ્યો, શાંતિ શી રીતે થાય? સત્ય. ૧
અમૃત નામ શ્રીહરિતણું, લેતાં તો લજવાય;
વિષ સમાન વિષયતણી, વાતો કરવા જાય. સત્ય. ૨
મીઠાનું કરી પૂતળું, ધરે સાગર માંહ્ય;
ખોળતાં તે કેમ પામશે, શ્રમ વ્યર્થ છે ત્યાંય. સત્ય. ૩
મારગ મૂકી પૂર્વનો, પળે પશ્ચિમ પાસ;
ઠેઠ ઠેકાણે તે કેમ જશે, અંતે થાય નિરાશ. સત્ય. ૪
માટે કૂડ કપટ તજી, નારાયણનું લે નામ;
હરજીવન હરિ ચરણમાં, મળે શાંતિનું ધામ. સત્ય. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

સત્યનારાયણ ભૂલી તું, થયો લૂણ હરામ;
ખોયો મનુષ્યદેહને, રાખ્યું લેશ ન ભાન. ટેક.
મોટાં મોટાં મંદિર રચ્યાં, રચ્યાં મેડી ને માળ;
બારી અટારી ને જાળિયાં, કીધું ઝાકઝમાળ. સત્ય. ૧
ચોઘડીયાં વાગે મ્હેલમાં, વળી ચોક છંટાય;
તેમાં ધ્યાન ધરી રહ્યો, પ્રભુ કેમ પમાય. સત્ય. ૨
નિરખતો નારીનાં વૃંદને, તન ગોરે રે ગાલ;
મોહ માયામાં મચી રહ્યો, ધન દોલત માલ. સત્ય. ૩
મોતી હીરા માણેકના, ભર્યા રત્નભંડાર;
નિશદિન લેખાં લેખતો, પોતે પારાવાર. સત્ય. ૪
ઠાઠ માઠ એવા થતાં, આવ્યો કાળ કરાળ;
હરજીવન હરિના વિના, ટાળે કોણ એ ઝાળ. સત્ય. ૫

## પદ ૧.

" પ્રાણીયા ભજીલેને કરતાર." એ રાગ.

સમરો સતનારાયણ નામ, અંતે આવે તમને કામ. ટેક.

ચાર ઘડીનું જીવતર જાણો, નહિ ઠરવું આ ઠામ;
જમડા જટપટ પકડી જાશે, સાચા સીતારામરે. સમરો. ૧

લાલન પાલન હરિએ કીધું, થશો ન લૂણહરામ;
ગોવિંદ ગોવિંદ ગાતાં મળશે, ઉત્તમ અક્ષર ધામરે. સમરો. ૧

સત્યનારાયણ સાચા સમજો, સાચો એ વિશ્રામ;
ફોકટ ફાંફાં શિદને મારો, ઠરવાનું એ ઠામરે. સમરો. ૩

હરજીવન અંતરમાં રાખો, શ્રીપતિ સુખનું ધામ;
છળ કપટથી છેટે રહેજો, હૈયે રાખી હામરે. સમરો. ૪

## પદ ૨.

રાગ ચાલુ.

સાચા નારાયણ સંભાર, તજ મન તૃષ્ણા વારંવાર. ટેક.
રોક રૂપૈયા સો મળતાંમાં, ઇચ્છે ચિત્ત હજાર;
લાખ મળે તો ઇચ્છે થાવા, કોટીધ્વજ શાહુકારરે. સાચા. ૧
કોડી કોડી કોડે જોડી, ભરે ભલા ભંડાર;
યાચકને દમડી નવ આપે, દેખી મારે મારરે. સાચા. ૨
દેશાવરમાં દુકાન કાઢે, ચલવે ધમધોકાર;
ધનને માટે ધાતો પોતે, કરે કૂડ વ્યાપારરે. સાચા. ૩
માપ તોલ પણ મોટાં રાખે, ખોટાં ખત નિરધાર;
હરજીવન જીવન છે થોડું, શિરે ભરો શિદ ભારરે. સાચા. ૪

## પદ ૩.

રાગ ચાલુ.

ધાર્યું નારાયણનું થાય, મિથ્યા સંકલ્પો સૌ જાય. ટેક.
જન જાણે માને સૌ સુજને, નિશદિન ચિત એ ચહાય;
માગ્યું માન મળે નહિ કોને, કરતાં કોટિ ઉપાયરે. ધાર્યું. ૧
ઈંદ્રાસનની ઇચ્છા કરતાં, બળિરાજા પસ્તાય;
સીતાને હરતાં જો કેવું, રાવણકુળ રોળાયરે. ધાર્યું. ૨

હદ બાંધી છે હરિએ તે તો, ક્યમ કરી ઓળંગાય;
કીડી કુંજર થાવા ઇચ્છે, ફોગટ એ ઇચ્છાયરે. ધાર્યું. ૩
માટે સંકલ્પો તજ ખોટા, ઉત્તમ એ ઉપાય;
હરજીવન હરઘડી એ રીતે, અંતર નિર્મળ થાયરે. ધાર્યું. ૪

### પદ ૪.

રાગ ચાલુ.

ધરજે નારાયણનું ધ્યાન, મન તું મારી શિક્ષા માન. ટેક.
હું તું કરતાં વખત જાય ને, આવશે અવસાન;
ચેત ચેત ચિત ચતુર થઈને, શિદને ભૂલે ભાનરે. ધરજે. ૧
જાશે તારૂં આયુષ ખૂટી, ઋતુ વર્ષ દિનમાન;
માથે તાકી મોત રહ્યું છે, તજે ન તું અભિમાનરે. ધરજે. ૨
ગયું બાળપણ ગઈ જુવાની, વૃદ્ધ થયો હેવાન;
આશા તૃષ્ણામાં અટવાયો, રહી ન શુધ કે સાનરે. ધરજે. ૩
આજ કાલમાં ચાલ્યા જાવું, જાણે નહિ અજ્ઞાન;
હરજીવન હરિસમરણ કરશે, તે જન છે ગુણવાનરે. ધરજે. ૪

---

### પદ સાતવારનું.

"રઘુપતિ રામ હૃદયમાં રે'જોરે." એ રાગ.

નમું સત્યનાથ નારાયણનેરે. ટેક.
રવિવારે રઘુપતિ ભજીએરે, દુષ્ટ દુરગુણ સઘળા તજીએરે;
શુદ્ધ સામગ્રી સ્વર્ગની સજીએ. નમું. ૧
સોમવારે તો શાંતિ ધરીએરે, સેવા શ્રીપતિની આદરીએરે;
પૂજા પાઠ તો પ્રેમથી કરીએ. નમું. ૨
ભોમે ભાગ્ય ભુવન જો જાગ્યુંરે, ચિત્ત ચંચળ પ્રભુપદ લાગ્યુંરે;
તેનું દુઃખ ને દારિદ્ર ભાગ્યું. નમું. ૩
બુધવારે બુદ્ધિ જેની સારીરે, ભાવે ભજશે તે ગિરિવરધારીરે;
અંતે દે પ્રભુ પાર ઉતારી. નમું. ૪
ગુરુવારે ગુરુપદ સેવોરે, મળે જ્ઞાનઅમૃત શુભ મેવોરે;
લાભ જનમી જગમાં એ લેવો. નમું. ૫
શુક્રવારે તો શમતા ધરવીરે, શુભ ઉત્તમ કરણી કરવીરે;
સંસાર સરિતાને તરવી. નમું. ૬

શનિવારે તો સૂઝ ન થાશોરે, દેતાં દાન વૈકુંઠે જાશોરે;
સઘ સુખી હરજીવન થાશો. નમું. ૭

## પદ ૧.

"ક્યાં ગયો પેલો મોરલીવાળો–" એ રાગ.

ભજ મન શ્રીનારાયણુ સ્વામી, બહુ નામી સુખધામીરે;
ભવભયભંજન જનમનરંજન, પ્રભુ પૂરણુ નિષ્કામીરે. ટેક.
તર્ક વિતર્ક અનેક તજી તું, ભજ સચરાચર સ્વામીરે;
વારંવાર હું વિનવુંછું પણુ, તું શઠમન છું હરામીરે. ભજ મન. ૧
કરિકરણુ[1] ને તરંગ જળના, ધ્વજા રહે ન વિરામીરે;
ચિત તું ચંચળ એવું ભાસે, એ છે તુજમાં ખામીરે. ભજ મન. ૨
વિદ્યુતવત છે વેગ ચિત્તનો, વશ કરી શકે ન કામીરે;
મહા પુરુષ વશ મનને કરતા, પ્રેમ પ્રભુપદ પામીરે. ભજ મન. ૩
મનનો દમ માગું પ્રભુ પાસે, દુખડા નાંખો વામીરે;
હરજીવન મન શુદ્ધ કરો હરિ, પ્રભુ છો અંતરજામીરે. ભજ મન. ૪

## પદ ૨.

રાગ ચાલુ.

આળસ તજ તું અભાગી જીવડા, આળસ છે દુ:ખ દાતારે;
સત્યનારાયણુ સાચા ભજી લે, તે પ્રભુ છે તુજ ત્રાતારે. આળસ. ટેક.
આળસથી પુરુષારથ બળગું, તજશે તાત ને માતારે;
ભીડ સમે આળસુને તજશે, ભલા હશે જે ભ્રાતારે. આળસ. ૧
આળસરૂપી રોગ અંગમાં, દુ:ખથી તે જ પીડાતારે;
કુંભકરણુ સમ ઊંઘ કરીને, અંતે તે પસ્તાતારે. આળસ. ૨
આજ કરીશ આ કાલ કરીશ આ, ખરો વખત એમ ખાતારે;
આળસુ જન શું વૈભવ પામે, થાય ક્યાંથી સુખશાતારે. આળસ. ૩
રણુશૂરા રજપૂતો જાતે, રંગે રાતા માતારે;
હરજીવન આળસથી તે પણુ, કોમળ થઇ કરમાતારે. આળસ. ૪

## પદ ૩.

રાગ ચાલુ.

સાચા નર નારાયણુ જાણો, વૃથા અવર છે માયારે;
સ્વારથ સાધન સરવા સારૂ, સૌકો ધંધે ધાયારે. ટેક.

---

૧ હાથીના કાન.

નૌતમ નારી સ્વારથ ધારી, સેવે પતિની કાયારે;
સ્વારથ સરતાં તજે સ્વામિને, પણ ભોળા ભરમાયારે. સાચા નર. ૧
સ્વારથી મિત્ર જગતમાં ઝાઝા, લાલચમાં લેવાયારે;
વિશ્વાસુને છળ કરતાં કદી, નગુણા નવ શરમાયારે. સાચા નર. ૨
પુત્ર ભ્રાત ને કાકા મામા, સગા ખરા કહેવાયારે;
તે પણ સ્વારથના સંબંધી, સ્વારથમાં લપટાયારે. સાચા નર. ૩
ભાઈ ભાઈ કહી ભગિની આવે, પામે લાભ સવાયારે;
હરજીવન સ્વારથિયાં સરવે, સાચા છે જગરાયારે. સાચા નર. ૪

### પદ ૪.

રાગ ચાલુ.

ભજ ભજ મન તું ભાવ ધરીને શ્રી ગોવરધનધારીરે;
ભાવ ધરી ભજતાં શ્રીહરિએ, ભીલડિને પણ તારીરે. ભજ ભજ. ટેક.
ભક્તિભાવમાં શક્તિ મોટી, છે ભક્તિ સુખકારીરે;
ધ્રુવ અવિચળપદને પામ્યા, જો જાચ્યા મોરારીરે. ભજ ભજ. ૧
ભાવ વિનાની ભક્તિ મિથ્યા, જેમ વલોવ્યું વારીરે;
માટે શ્રદ્ધા સોનું સાચું, રાખો અંતર ધારીરે. ભજ ભજ. ૨
હવન હોમ ને જપ તપ કીધાં, જો શ્રદ્ધા ઉપર સારીરે;
તો ફળ તેનાં ફળશે રૂડાં, જો જો વાત વિચારીરે. ભજ ભજ. ૩
શંકાશીળ સ્વભાવ તજીને, ભજશે ભવભયહારીરે;
હરજીવન હરિ તેને દેશે, ભવથી પાર ઉતારીરે. ભજ ભજ. ૪

---

### થાળ.

રાગ ધોળ. " અવિનાશી આવોરે જમવા કૃષ્ણહરિ. "—એ રાગ.

છો સત્યનારાયણરે, સાચા એક હરિ;
મુજ મંદિર આવેરે, વિનતિ ધ્યાન ધરી. ૧
શેરી શણગારીરે, જળ નિર્મળ છાંટી;
બહુ ધ્વજા પતાકારે—ઉડે પડે આંટી. ૨
ત્રાંબાકુંડીમાંરે, ઉષ્ણોદક લાવું;
મર્દન કરી માવારે, પ્રેમે નવરાવું. ૩
દધિ દૂધ મધ સાકરે, ઘૃત ચોળું ચરણે;

હરજીવન હરજીરે, છું પ્રભુ તમ શરણે. ૪

### પદ ૨.

રાગ ચાલુ.

પીતાંબર પીળાંરે, જરકશિયા જામા;
શિર પાઘ ધરાવુંરે, પ્રભુ પેખી સામા. ૧
ઉપરણી અરપુંરે, શિર શિર પેચ ધરૂં;
ચંદન કેસરનુંરે, ભાલે તિલક કરૂં. ૨
ધરૂં હાર ગુલાબીરે, ચોખા ચોડીને;
વિષ્નુને વંદુંરે, કર બે જોડીને. ૩
બે બાંયે બાજુરે, હેમકડાં શોભે;
શુભ હાર હીરાનારે, જોતાં મન લોભે. ૪
બાજઠ સોનાનેરે, પ્રભુને પધરાવું;
પ્રેમે હરજીવનરે, પુષ્પે વધાવું. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

કરૂં ધૂપ સુગંધીરે, દીપક અજવાળું;
મનહર છબી માવારે, નેત્ર ભરી ન્યાળું. ૧
જમવા જગજીવનરે, થાળ ધરૂં સ્વામી;
પાંચે પકવાનોરે, છે અંતરજામી. ૨
મોતૈયા લાડુરે, મગદળ ગળગળતું;
પેંડા ને પતાસાંરે, છે રાઈતું ભળતું. ૩
કંસાર કર્યોછેરે, શીરો લસબસતો;
આંબાફળ ઘોળીરે, પીરસ્યો છે રસ તો. ૪
પોળી ઘી બોળીરે, સાકર ધરી સાથે;
હેતે હરજીવનરે, પીરસે છે હાથે. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

ચોળ્યું છે ચુરમુંરે, ઘૃત ભેળી તાજું;
બાસુદી બનાવીરે, પ્રભુ જમજો ખાજું. ૧

મેંદાની પૂરીરે, કચોરી કૃષ્ણ કરી;
દૂધપાક દયાળુરે, જમો શીખંડ હરી. ૨
કુર કમોદ કેરોરે, કોડે હરિ કીધો;
ગૌરીનાં ધૃતનોરે, દોરો છે દીધો. ૩
મંથન કરી દધિનુંરે, કઢી છે ખુબ કઢી;
મરચાં ને મશાલોરે, મેળવી માંહ્ય વડી. ૪
રાણોનાં રાઇતાંરે, ખારેક આથી છે;
હરજીવન હરજીરે, સદા તુજ સાથી છે. ૫

## પદ ૫.

### રાગ ચાલુ.

ભજીયાં દધિ સાથેરે, જમાંડું નાથ વડાં;
સાકરને કેશરરે, નાંખી દૂધ કઢચાં. ૧
જગજીવન જમવારે, તળ્યા છે માલપુડા;
વળિ ચણા તળ્યાછેરે, વટાણા વાલ રૂડા. ૨
ભાજી પ્રભુ જમજોરે, મેથી મૂળાની;
તાંદળજો મોગરીરે, શીંગો ચોળાની. ૩
બહુ બન્યા બટાટારે, સૂરણ શાક તળ્યાં;
કારેલાં ભીંડારે, નાથ નૈવેદ્ય ધર્યાં. ૪
તળ્યાં છે તુરિયાંરે, કેળાં છે પાકાં;
હરજીવન અરપેરે, વિધવિધનાં શાકાં. ૫

## પદ ૬.

### રાગ ચાલુ.

અથાણું આથ્યાંરે, કેરી બોળ કરી;
ધર્યા છે બોરાંરે, કેરાં કૃષ્ણ હરિ. ૧
આદુ ને મરચાંરે, લીંબુ ખાટાં છે;
મુરબ્બા ઝાઝારે, મરિયાં વાટચાં છે. ૨
જીરૂ ને મીઠુંરે, જોઇએ તો લેજો;
દરશન દાસોનેરે, પ્રભુ નિશદિન દેજો. ૩
ચટણી ભલિ ભાતેરે, ભળ્યાં ફુદિનો આદુ;
મેળવી મશાલોરે, કીધી છે બહુ સ્વાદુ. ૪

થાળ આરોગ્યારે, સત્યદેવ સ્વામી;
હરજીવન કેરારે, શ્રીઅંતરયામી. ૫

પદ ૭.

રાગ ચાલુ.

છે પાન પુનાનાંરે, નાગરવેલ તણાં;
સોનેરી વર્કરે, શોભે સરસ ઘણાં. ૧
ચૂનો ને કાથોરે, ભરી છે કસ્તૂરી;
એળચીના દાણારે, ફોફરની ચૂરી. ૨
કેશરની સાથેરે, જરા છે જવંત્રી;
બહુ બીડાં બનાવ્યાંરે, તંબોળી તંત્રી. ૩
તાંબુળ આરોગોરે, નારાયણ સ્વામી;
છો સત્યનારાયણરે, પ્રભુ અંતરયામી. ૪
સુણશે ને ગાશેરે, થાળ કરી પ્રીતી;
હરજીવન તે જનરે, જાશે જગ જીતી. ૫

---

## પંદર તિથિ.

"રઘુપતિ રામ હૃદયમાં રે'જોરે." એ રાગ.

નારાયણ દેવ એક છે સાચારે. ટેક.
તમે પડવો પ્રથમ દિન જાણોરે, સત્ય ધર્મ અંતરમાં આણોરે;
નીતિપંથે સકળ સુખ માણો. નારાયણ. ૧
બીજે બળવંત બળભદ્ર વીરરે, તેનું ધ્યાન ધરો ધરી ધીરરે;
જેથી શાંતિમાં રહે શરીર. નારાયણ. ૨
ત્રીજે ત્રિભુવનના જે સ્વામીરે, બહુ નામીને અક્ષરધામીરે;
ગુણ ગાઇ ગોપી સુખ પામી. નારાયણ. ૩
ચોથે ચતુર થઈ નવ ચૂકોરે, મન માયામાંથી મૂકોરે;
પ્રભુ ભજો આવરદા છે ટૂંકો. નારાયણ. ૪
તિથિ પાંચમે ધ્યાન એ ધરીએરે, મન ઇંદ્રિ પાંચે વશ કરીએરે;
જેથી સંસારસાગર તરીએ. નારાયણ. ૫
છઠ તિથિ આવે જે વારેરે, ખટ શત્રુને જીતવા ત્યારેરે;
કામ ક્રોધ ચતુર જન મારે. નારાયણ. ૬

તિથિ સાતમે સૌનું સારૂંરે, જીવ અંતરમાં જો વિચારૂંરે;
તો તું દેખીશ મોક્ષનું બારૂં. નારાયણ. ૭
તિથિ આઠમે આનંદ કરિયેરે, નિજ ઇષ્ટનું ધ્યાન તે ધરિયેરે;
સ્વામી સત્યનારાયણ સ્મરિયે. નારાયણ. ૮
તિથિ નવમીએ નવધા ભક્તિરે, જન કરવી હોય જો શક્તિરે;
તજી આ ભવથી આસક્તિ. નારાયણ. ૯
દશમે દ્વાર દશ રૂંધાશેરે, જીવ આકુળ વ્યાકુળ થાશેરે;
ભક્તિ ભાવે વૈકુંઠમાં જાશે. નારાયણ. ૧૦
તિથિ એકાદશી જ્યારે આવેરે, તેનું વ્રત આદરીએ ભાવેરે;
એ તો પાપના પુંજ નસાવે. નારાયણ. ૧૧
તિથિ દ્વાદશી દ્વાર ઉઘડશેરે, વિષ્ણુ સેવતાં વૈકુંઠ જડશેરે;
જીવ ઉન્નતિ મારગે ચઢશે. નારાયણ. ૧૨
તિથિ તેરશે ત્રિભુવન ત્રાતારે, પ્રાણીમાત્રના તે સુખ દાતારે;
તેને જાણો પિતા ને માતા. નારાયણ. ૧૩
તિથિ ચૌદશે રાગને દ્વેષરે, તજો અંતરે આણો ન લેશરે;
જશે કંઇક પ્રકારના ક્લેશ. નારાયણ. ૧૪
તિથિ પૂનમ પૂરણ થાયરે, ગુણ ગોવિંદના જન ગાયરે;
હરિ ચરણે હરજીવન ધાય. નારાયણ. ૧૫

---

## પદ ૧.

" જનની જીવોરે ગોપીચંદની. " એ રાગ.

આપો સતરે નારાયણ શ્રીહરિ, માગું હું તો સાધન ચારજી;
ધર્મ માગુંરે અર્થ કામને, અંતે મોક્ષ નિરધારજી. આપો સતરે. ૧
ન્યાય નીતિરે એ તો ધર્મ છે, જેમાં સત્ય વાત સમાયજી;
થાય અળગું સદારે અસત્ય જો, ધર્મ સાચો સત્ય ગણાયજી. આપો. ૨
ઉપજે વાધેરે દ્રવ્ય ઉદ્યમે, અર્થ છે અર્થનો એહજી;
ઉઠેરે સંકલ્પો ઉરે કામના, કામ તણો ધર્મ છે તેહજી. આપો. ૩
અજર અમર છે રે આતમા, સચ્ચિદાનંદ જ્ઞાનસ્વરૂપજી;
નામ રૂપેરે માયા રાજતી, એ છે જ્ઞાન મોક્ષનું રૂપજી. આપો. ૪
પશુ જન કેવળ ભોગો ભોગવે, ધર્મનો મર્મ નવ જાણેજી;
તે તો જનમ મરણનું ધુંસરૂં, હરદમ હરજીવન તાણેજી. આપો. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

આપો આપોરે સત્યનારાયણ, અમને સજ્જનનો સંગજી;
દુરિત દુષ્ટો થકીરે દૂર રાખજો, રહે રામ નામમાં રંગજી. આપો. ૧
આપો નીતિરે અમને નાથજી, આપો પૂરણ પ્રભુપદે પ્રેમજી;
ભક્તિભાવ આપોરે ભજું શ્રીહરિ, આપો અમને કુશળ ને ક્ષેમજી. ૨
સાચા પંથેરે પળતાં શ્રીપ્રભુ મળે, આપે રિધસિધ ને નવનિધજી;
સત્યનારાયણનારે નામથી, ટળશે તનના તાપો વિધવિધજી. આપો. ૩
આપો સેવારે સંત સાધુતણી, પર કલ્યાણે પૂરણ ભાવજી;
લોકહિતેરે વિત વાવરીએ અમે, લેઇએ લાખેણો એ લાવજી. આપો. ૪
આપો આપો રે ક્ષમા ને શાંતિ સદા, પૂરણ બ્રહ્મનું શુભ ધ્યાનજી;
માગું માગુરે હરજીવન હું નમ્રતા, ભાવ દેજો શ્રીભગવાનજી. આપો. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સાચુંરે નારાયણનું નામ છે, મિથ્યા તે ઘડવા શા ઘાટજી;
છે નારાયણરે સર્વજ્ઞ શ્રીહરિ, પઢજો પ્રભુ નામના પાઠજી. સાચું. ૧
નાથ નિયંતારે એ તો અનાદિ છે, સૂક્ષ્મથકી સૂક્ષ્મ સારજી;
ધારણ કરેરે પ્રભુ એ સર્વને, અચિંત્યરૂપથી નિરધારજી. સાચું. ૨
રવિએરે રાજેરે પ્રકાશતા, પર છે અજ્ઞાનથી આપજી;
એવા દિવ્ય પુરુષનુંરે ધ્યાન તો, ટાળે સઘળા સંતાપજી. સાચું. ૩
અંતકાળેરે પ્રભુજી આવશે, જ્હારે શ્રીવિશ્વનાથજી;
એકાગ્ર ચિત્તેરે પ્રભુને ભજો, સ્હાશે શ્રીહરિવર હાથજી. સાચું. ૪
ચિંતન કરોરે ચંચળ ચિત્તમાં, ધરજો નારાયણનું ધ્યાનજી;
અંતેરે હરજીવન આવશે, વેગે કરીને વેમાનજી. સાચું. ૫

## પદ ૪.

રાગ ચાલુ

તું તો ગોવિંદ ગારે ગોપાળ ગા, ગાને ગોપીના નાથજી;
વાલો કુંજ રે વિહારી શ્રીહરિ, ગોવરધન ધર્યો હાથજી. તું તો. ૧
પાષાણો તાર્યારે નામથી, સ્વામી શ્રીરઘુરાયજી;
પ્રેમેરે પૂરાણો વખાણતાં, રામ નામનો મહિમાયજી. તું તો. ૨

સોનાનો મેરુરે સામટો, દીધાં તેનાં જો દાનજી;
પણ ફળ તેનુંરે એવું નવ ફળે, ગોવિંદતણા નામ સમાનજી. તું તો. ૩
ગ્રહણ સમેરે જઈ કાશીમાં, કોટિ ગો કેરાં દાનજી—
દેતાં તુલના તેનીરે નહિ થશે, ગોવિંદ નામ સમાનજી. તું તો. ૪
મોટો મહિમારે હરિના નામનો, જાણે વિરલો કોઇ જનજી;
માટે ભજજોરે શ્રીગોવિંદને, હેતે કરી હરજીવનજી. તું તો. ૫

---

## પદ ૧.

"અલબેલીરે અંબે માત જોવાને જઈએ." એ રાગ.

પ્રભુ સત્યનારાયણ દેવ, ભક્તોને પાળો;
છે દુષ્ટ ચરિત્ર અનેક, કૃપા કરી ટાળો. ટેક.
હિંસા ચોરી વ્યભિચાર એ, કાયિક પાપ ગણાયરે;
સત્યનારાયણ કૃપા કરે તો, ચરિત્ર એ દૂર થાય. ભક્તોને. ૧
જૂઠ ચાડી ને કઠોર વાણી, વિષયતણી જે વાતોરે;
વાચિક ચરિત્ર ચાર પ્રભુ ટાળો, દુઃખદાયક છે આ તો. ભક્તોને. ૨
ઝેર વેર ઈર્ષ્યા નાસ્તિકતા, મનનાં પાપ મનાયરે;
કૃપા કરો કરુણાનિધિ કેશવ, તો અંતરથી જાય. ભક્તોને. ૩
કામ ક્રોધ મદ લોભ ને મત્સર, મોહ મમત ને માનરે;
વેગ પ્રભુ એ ખટશત્રુનો, તજાવે તનનું ભાન. ભક્તોને. ૪
આશા તૃષ્ણા અંતરમાં રહી, વધે વિશેષ વિશેષરે;
હરજીવન હરિકૃપા વિના તે, શમતા ધરે ન લેશ. ભક્તોને. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

છો આદિ પુરુષ સાક્ષાત, નારાયણ સ્વામી;
પ્રભુ સત્યનારાયણ દેવ, છો અંતરજામી. ટેક.
અંતરજામી અંતરની હું, કથા કહું રી તમનેરે;
નાચ નચાવે ઇંદ્રિયો મળી, પાંચે પ્રભુજી અમને. નારાયણ. ૧
નેત્ર ન નિરખે રૂપ રામનું, માયા મોહમાં મ્હાલેરે;
સ્થિર થઈ નવ પ્રભુને પેખે, અવળે ચીલે ચાલે. નારાયણ. ૨
કાન કથામાં ધ્યાન ન આપે, નિંદા સૂણવા જાયરે;
ગામ ગપાટા સાંભળવાને, તરતજ તતપર થાય. નારાયણ. ૩

જીભ્હા જપે ન નામ હરિનું, કુથલી કરે અપારરે;
ખટરસ ભોજન ખાવા ખંતી, ત્યાગી વ્રતવ્યવહાર. નારાયણ. ૪
પ્રભુચરણનો સ્પર્શ ન ઇચ્છે, સ્પર્શેંદ્રિય બળવાનરે;
નાસિકા હરજીવન તજતી, પ્રાણાયામનું ધ્યાન. નારાયણ. ૫

પદ ૪.

રાગ ચાલુ.

અરપું પુષ્પો પ્રભુ આઠ, અંતરયામીને;
શ્રીસત્યનારાયણ દેવ, સાચા સ્વામીને. ટેક.
વૈરત્યાગ એ પ્રથમ પુષ્પ છે, તેનું નામ અહિંસારે;
પ્રભુકૃપાથી પ્રભુને અરપું, કાયા વાચા મનસા. અંતરયામીને. ૧
ધર્મ પ્રમાણે ઇંદ્રિયો સો, વશમાં રહીં વરતાયરે;
ઇંદ્રિયનિગ્રહ પુષ્પ પ્રેમથી, પ્રભુને અર્પણ થાય. અંતરયામીને. ૨
સર્વે પ્રાણીપર દયા રાખવી, દયા ધર્મનું મૂળરે;
દયાપુષ્પ છે પ્રિય પ્રભુને, અરપું એ અનુકૂળ. અંતરયામીને. ૩
ક્ષમાખડ્ગ લઈ કરમાં ખેલું, સમતાનાં ફળ ચાખુંરે;
તીરથ તપનાં પુષ્પો પ્રભુને, ચરણે પ્રેમે રાખું. અંતરયામીને. ૪
પરમાત્માનું ધ્યાન ધરીને, સત્યદેવને સાધુરે;
હજીવન શ્રીનારાયણને, પુષ્પ અર્પી આરાધું. અંતરયામીને. ૫

પદ ૪.

રાગ ચાલુ.

પ્રભુ સત્યનારાયણ દેવ, શાંતિ આપોને;
આ ભવભયના સંતાપ, કેશવ કાપોને. ટેક.
અંતરયામી અવિચળધામી, બહુનામી છો નાથરે;
પાર ઉતારો સેવક તારો, હેતે સ્હાજો હાથ. શાંતિ આપોને. ૧
શુદ્ધ કરો મન ધો શ્રદ્ધાધન, ભાક્ત કેરો ભાવરે;
સત્યધર્મ સેવી આ જગમાં, પાચું પૂરણ લ્હાવ. શાંતિ આપોને. ૨
શોક ન પામું સુખે વિરામું, જોજો સામું દેવરે;
સેવક સ્થાપો સેવા આપો, સદા કરૂં હરિ સેવ. શાંતિ આપોને. ૩
મુખ વશ રાખું હરિગુણ ભાખું, ચાખું અમૃતપાનરે;
અંતર આરાધી, સાધન સાધી, ધરૂં ધીરજથી ધ્યાન. શાંતિ આપોને. ૪

ચિત શુદ્ધ કરજો, જ્ઞાને ભરજો, હરજો સૌ સંતાપરે,
હરજીવનના શ્રીહરજી છો, આશ્રયસ્થાનક આપ. શાંતિ આપોને. ૫

---

### પદ ૧.

"મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય.' એ રાગ.

જીંવ શાંતિ મળે, સમરણ કરતાં સત્યનારાયણ સ્વામીનું;
જીવ કંઈક તર્યા, ભવમાં ભજન કરી શ્રીઅંતરયામીનું. ટેક,
નહિ સંસારે શાંતિ જોશો, જોતાં જોશો ઝાઝા દોષો;
દુઃખ દેખી નેત્ર ભરી રોશો. જીંવ શાંતિ. ૧
કંઈક પુત્ર વિના જન આથડતા, કંઈક માતપિતાને સુત નડતા;
નથી જોતાં જન સુખિયા જડતા. જીંવ શાંતિ. ૨
કોઇ નારી રાંડી રખડેછે, કોઈ પ્યારી પતિને કનડેછે;
એ અંતરનાં દુઃખ જન સ્હેછે. જીંવ શાંતિ. ૩
જોઈ પુત્રવધૂ સાસુ ધાતી, હેતે હૈયામાં હરખાતી;
કરીં કુસંપ પછીં ફૂટે છાતી. જીંવ શાંતિ. ૪
કોઇ નણુદીને દેતી ગાળો, વઢવાનો વધતો છે ચાળો;
હરજીવનનું દુઃખ હરિ ટાળો. જીંવ શાંતિ. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

સાચા સ્વામી, સત્યનારાયણ અંતે વ્હારે આવશે;
સંસારી સુખ, ભોગવતાં તે કંઈ કંઈ કષ્ટ કરાવશે. ટેક.
કોઈ પતિ પત્નીને દુખ દે છે, તેને મારી કૂટીં સંતાપે છે;
તે સાર સંસારમાં નવ લે છે. સાચા સ્વામી. ૧
કોઈ સ્વારથનું સાધન કરતાં, કરીં પાપ પેટ પોતે ભરતાં;
જન દુષ્ટ ન દેવથકી ડરતાં. સાચા સ્વામી. ૨
કંઇક પુત્ર પિતાને સંહારે, થઈ પત્ની પતિને કોઇ મારે;
કરીં પાપકર્મ સ્વારથ સારે. સાચા સ્વામી. ૩
કોઈ ચાકર ચોર થઈ ફરતા, ધન ધણીતણું પોતે હરતા;
કોઇ કુકૃત્ય કોડ ધરી કરતા. સાચા સ્વામી. ૪

એ દોષ દીઠા મેં સંસારે, શું વચન વદું વારે વારે;
હરજીવન હરિ તેથી તારે. સાચા સ્વામી. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

સ્થિર ઠરવાનું, ઠામ નથી જીવ બીજું આ સંસારમાં;
સ્થિર શાને તું, સત્યનારાયણ નોધારાં આધારમાં. ટેક.
જો ઘરનાં ઘરમાં દુઃખ દેછે, વગડામાં વનચરનો ભે છે;
જળમાં જળચર મુખમાં લેછે. સ્થિર. ૧
ધનમાં ધાતો જીવ તું જ્યારે, પડતો જઈને દરિયે ખારે;
પણ કોડી કમાયો નહિ ત્યારે. સ્થિર. ૨
તું મોહ્યો વનિતાના વ્હાલે, તે વનિતા તો અવળી ચાલે;
તેના મર્મ વચન ઉરમાં સાલે. સ્થિર. ૩
તું પ્રેમે પુત્રનાં મુખ જોતો, પાલણ પોષણમાં ધન ખોતો;
મરતાં સુત રાત્રિદિવસ રોતો. સ્થિર. ૪
તું ભલાં ભલાં ભોજન કરતો, પણ તૃપ્ત થઈ ઉર નવ ઠરતો;
હરજીવન સ્થિર છે હરિવર તો. સ્થિર. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

પામર પ્રાણી, મારૂં મારૂં કરતાં મનમાં ફૂલે;
શ્રીનારાયણ, અંતરમાં છે પણ તે પોતે ભૂલે. ટેક.
આ કાચું તન પણ નથી તારૂં, તું મિથ્યા માને છે મારૂં;
ન વિચાર કરે શાને સારૂ. પામર. ૧
તુજ બાળપણ તો વ્યતિત થયું, ધન જોબન તારૂં ગયુંજ વહ્યું;
બૂઢાપણ બાકી છેજ રહ્યું. પામર. ૨
કાયા કંપે કર ધ્રૂજેછે, નેત્રે નવ કાંઈપણ સૂઝેછે;
પણ ઝગડામાં જઈ ઝુઝે છે. પામર. ૩
હું તું કરતાં તો વખત જશે, પરમારથ સ્વારથ નહિજ થશે;
સુખશાંતિ ન થાય ઉપાય કશે. પામર. ૪
માટે ચેતી ચિતમાં ચાલો, નીતિ ધર્મતણો મારગ ઝાલો;
હરજીવન વ્હાર કરે વ્હાલો. પામર. ૫

## પદ ૧.

"ચાલ હેલી અલબેલી પ્યારી રાધે.—" એ રાગ.

સત્યનારાયણ નામ છે તમારૂં,
કૃષ્ણ કાપોને કષ્ટ સર્વ મારૂં;
કરો કૃપા કૃપાળ, છો ભક્ત પ્રતિપાળ,
સદા લેજો સંભાળ, ધ્યાન ધારૂં ધારૂં પ્રભુ તારૂં. ટેક.

દયાસાગરા હું દાસ પ્રભુ તારો;
મારા અંતરમાં પ્રેમથી પધારો;
અન્ય ત્રાતા ન કોઇ પ્રભુ મારો;
ચિત્ત સ્વચ્છ એથી થાય, ધ્યાન દેવનું ધરાય,
પ્રભુ ચરણ ચિત્ત ધાય, મમત મોહ દૂર જાય,
રટણ થાય નામ સારૂં સારૂં પ્રભુ તારૂં. સત્ય. ૧

તમે વિશ્વનાથ વિભુ વિશ્વ ત્રાતા;
તમે પાળનાર પ્રભુ પિતા માતા;
ગુણી ગોવિંદ ગોવિંદ ગુણ ગાતા;
રટું રામ સુખ ધામ, આઠે જામ ધરી હામ,
પૂરણ કામ છો વિશ્રામ, ઠામ ઠામ રાખો નામ,
શુભ નામ ભજું ત્હારૂં ત્હારૂં પ્રભુ ત્હારૂં. સત્ય. ૨

મને આશ્રય આધાર એક ત્હારો;
તારી સંસારથી પાર ઉતારો;
કરો અંતે ઉદ્ધાર પ્રભુ મ્હારો;
તારો હરજીવનદાસ, પ્રભુ પ્રેમે રાખો પાસ,
એજ આશ અવિનાશ, કરો નાશ પાપ રાશ,
ઉરે વાસ નામ ચારૂ ચારૂ પ્રભુ તારૂં. સત્ય. ૩

## પદ ૨.

રાગ ચાલુ.

સત્યનારાયણ વિનતિ અમારી,
આદિ દેવ કરૂં સેવ હું તમારી;

અરિ કામ અને ક્રોધ, લોભ મોહ મદ જોધ,
કરો મત્સરનો રોધ, વાત મારી મારી લ્યો સ્વિકારી. ટેક.
હું ન ધ્યાનતણું જ્ઞાન લેશ ધારૂં;
હું ન વિધિનિષેધ વિચારૂં;
હું ન સમજુ છે નરતું કે સારૂં;
આ સંસારમાં છે સાર, કે છેક છે અસાર,
હું ન પામું તેનો પાર, ઘણો કરતાં વિચાર,
હરિ આધાર ધારૂં ધારી ધારી લ્યો સ્વિકારી. સત્ય. ૧
શાસ્ત્ર વેદતણો ભેદ હું ન જાણું;
દયા ધર્મ વાત ઉરમાં ન આણું;
સદા સંસારનું ધુંસરૂં હું તાણું;
ચિત્ત સ્થિર નવ થાય, ઇદ્રિદ્વારે દોડયું જાય,
વિષયવિષ વિષે ધાય, તેનો સુઝે ન ઉપાય,
કરો સાહ્ય વાણી મ્હારી મ્હારી લ્યો સ્વિકારી. સત્ય. ૨
મર્મ ધર્મતણો કાંઇ નથી લીધો;
બોધ જ્ઞાનતણો કોઇને ન દીધો;
પર ઉપકાર ક્યારે નથી કીધો;
પ્રભુ જગના જીવન, ક્ષમા માગે હરજીવન,
તમે તન મારૂં ધન પ્રેમે કરજો પાવન,
મારૂં મન આશ ધારી ધારી લ્યો સ્વિકારી. સત્ય. ૩

## પદ ૩.

### રાગ ચાલુ.

સત્યનારાયણ કીર્તિ તમારી,
વિભુ વિશ્વ મધ્યે આપે પ્રસારી;
દીધાં માનવિને માન, આપ્યું અદ્દ્ભુત જ્ઞાન,
વડા થયા વિદ્વાન વાત સારી સારી ઉર ધારી. ટેક.
ઉભય પાંખો પંખીડાંને આપી;
ચાંચ ચારો ચરવાને રૂડી સ્થાપી;
અંગ રચના રચી રૂડી માપી;
વિધવિધનાં વિહંગ, રાજે રૂડા રૂડા રંગ,

ઓપે અદ્દભુત અંગ અન્યોઅન્ય ફરે સંગ,
છે ઉમંગ પંક્તી ભારી ભારી ઉર ધારી. સત્ય. ૧

જીવજંતુઓ જળમાં તરેછે;
કૃપા કેશવની પામી ફરેછે;
તેમાં જનમે ને તેમાં મરે છે;
કરે ક્રિડા પારાવાર, જળ જંતુઓ અપાર,
મોટાં કરતાં આહાર, નાનાં જીવનો સંહાર,
જોતાં સાર જાઉં હારી હારી ઉર ધરી. સત્ય. ૨

હય હાથી મહિષી ગાય માતા;
વરૂ વાઘ શિયાળ સિંહ માના;
પાડા બળદો અનેક રંગે રાતા;
જીવ જંતુ છે અનેક, અધિક એક થકી એક,
વિશ્વનાથનો વિવેક, હારે હરજીવન છેક,
ધરી ટેક જાઉં વારી વારી ઉર ધારી. સત્ય. ૩

## પદ ૪.

રાગ ચાલુ.

સત્ય નારાયણ સેવું સત્યધામી,
અખિલ વિશ્વતણા નાથ તમે નામી;
ન્યાળું ઉંચે આકાશ, સત્યદેવનો પ્રકાશ,
વસ્યા સવિતામાં વાસ, જ્યોતી જામી જામી સત્યસ્વામી. ટેક.

ચારુ ચંદ્રનો પ્રકાશ જ્યાં પ્રકાશે;
અનેક ઉડગણો ત્યાં ઓપતા આકાશે;
દેખો સ્થિર કો ગતિમાં ચારે પાસે;
સપ્તઋષિતણું સ્થાન, રાશિ નક્ષત્રો તમામ,
ઝળકે હીરા સમાન, ધરે ઋષિ મુનિ ધ્યાન,
ભગવાન નહિ ખામી ખામી સત્યસ્વામી. સત્ય. ૧

ઉભય ગહન ગતિ ધરણી તણી ધારૂં;
અગ્નિ તત્વ તણું તેજ હું વિચારૂં;
વાયુ તત્વે છે પ્રાણ તત્વ મારૂં.
જળ જ્યોતિ રસ ઠામ, તત્વ આકાશનું નામ,

પાંચે તત્વ સુખ ધામ, કરે અદ્ભુત કામ,
રાખે રામ બહુ નામી નામી સત્યસ્વામી. સત્ય. ૨
પાંચે તત્વનો પ્રપંચ દીસે ભારી;
માયા મોહ તણી જાળ છે પ્રસારી;
સૂરત મૂરત ઉદય અસ્ત કરનારી;
શબ્દ સ્પર્શ રૂપી બાણ, રૂપ રસ ખેંચ તાણ,
મોટા મોટા સુજાણ, હરજીવન છે અજાણ,
જોડે પાણ મોહ પામી પામી સત્યસ્વામી. સત્ય. ૩

---

## પદ ૧.

રાગ કાફી "પ્રભુ અપરાધ ક્ષમા કરો મારો–" એ રાગ.

હરિ મારા અંતર–મોલે પધારો, છું દાસ તમારો. ટેક.
કુતર્કનો મલ કાપી નાંખી, ઉરમાં શાંતિ વધારો. હરિ. ૧
નિશ દિન નૌતમ સંકલ્પ ઉઠે, આવે ન તેનો આરો. હરિ. ૨
સત્યનારાયણ સાચા સ્વામી, એક આધાર તમારો; હરિ. ૩
અંતર શુદ્ધ થતાં ઉર ઉઠે, ઉત્તમ શુદ્ધ વિચારો. હરિ. ૪
હરજીવન વિનવે છે તમને, વિનતિ એ મનમાં ધારો. હરિ. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

ભક્તિ આપો સત્યનારાયણ સ્વામી, બહુ નામી. ટેક.
ભક્તિનો મારગ છે બહુ મોટો, ગોપીકા મોક્ષને પામી. ભક્તિ. ૧
પર ઉપકાર કરે જો પ્રાણી, ભક્તિમાં નહિ ખામી. ભક્તિ. ૨
માત પિતાની સેવા સજશે, ઉર ભક્તિ જો જામી. ભક્તિ. ૩
પ્રાણીમાત્રપર દયા કરે તેના, ઉરમાં ભક્તિ વિરામી. ભક્તિ. ૪
હરજીવન માગે એ ભક્તિ, આપો તે અક્ષરધામી. ભક્તિ. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સત્ય છે નામ નારાયણ તારૂં, કરો શુભ મારૂં. ટેક.
સત્યનારાયણ એક તમે છો, અવર જગત આ છે ખારૂં. સત્ય. ૧
માત તાત સુત બાંધવ દારા, મળિયાં છે સ્વાર્થ સારૂ. સત્ય. ૨

ઋણાનુબંધ હશે જ્યાં સુધી, હળશે મળશે એ વિચારૂં. સત્ય. ૩
લેણું દેણું પૂરૂં થતાં તે, સરવે છે છૂટું થનારૂં. સત્ય. ૪
હરજીવન હું વંદું વિભુને, શ્રેય કરો પ્રભુ મારૂં. સત્ય. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

પ્રભુ તારી માયા છે મદમાતી, કળી નથી જાતી. ટેક.
ઘડી પલકમાં ગભરાવે છે, ધડ ધડ ધડકાવે છાતી. પ્રભુ. ૧
મંગળસમય ઘડીમાં આવે, માનુની મંગળ ગાતી. પ્રભુ. ૨
એક સમયમાં મેઘ ગરજના વિદ્યુત સાથે થાતી. પ્રભુ. ૩
સરિતા સો ભરપૂર વહે તે, જળે કરી ઉભરાતી. પ્રભુ. ૪
હરજીવન દુષ્કાળ પડે તો, સરિતા સો સૂકાતી. પ્રભુ. ૫

---

### પદ ૧.

રાગ મરાઠીની સાખી.

મન તું માન કહ્યું કંઇ મારૂં, વારંવાર વિચારી;
સત્યનારાયણ સાચા સ્વામી, ભક્તિ છે સુખકારી. ટેક.
શા માટે શાંતિ નથી ધરતું, ખટપટ લાગે સારી;
શા માટે સંસાર સાગરે, વૃથા વલોવે વારી. મન. ૧
આ સંસાર અરણ્યરૂપી છે, જોને ધારી ધારી;
મિથ્યા મન તું નાચે ડોલે, લાજ વધે શી તારી. મન. ૨
ભાવીની ચાવી પ્રભુ હાથે, શી કરવી તૈયારી;
હરજીવન ભાવી નહિ ભૂલે, સત્ય વાત એ મારી. મન. ૩

### પદ ૨.

રાગ ચાલુ.

મિથ્યા મન તું યત્ન કરે છે, થવા કાળ તે થાશે;
સત્યનારાયણ સ્વામી ભુલી, પાછળથી પસ્તાશે. ટેક.
ઉલટું કરવા ઇચ્છેછે તું, તુજને સુલટું ભાસે;
કરે કપટ છળ કોટી પ્રકારે, તે સૌ ફોગટ જાશે. મિથ્યા. ૧
વીતી વાતની પ્રીતી કરવી, રીતી ખોટી ગણાશે;
સ્વમતણી ચૉંજ લેવા જાતાં, જન ભીંતે ભટકાશે. મિથ્યા. ૨

મૌનગ્રહી મુજને તજ હે મન, તું ન આવ મુજ પાસે;
અંતરયામીમાં મળ હે મન, હરજીવન હરખાશે. મિથ્યા. ૩

## પદ ૩.

### રાગ ચાલુ.

અભાવ છે ભાવી વસ્તુનો, તેમાં રમે નઠારા;
માટે તેમાં રમવું તજી દે, સમજ સમજ મન મારા. ટેક.

પદાર્થ ભાવીના દીસે છે, ઢંગ વિના ધૂતારા;
જેમ પુષ્પ આકાશે ભાસે, ભ્રમણાના ભણકારા. અભાવ, ૧

માટે રાગ તજી મન રમજે, વર્તમાન છે સારો;
ભૂત ભવિષ્યની ભ્રમણા તજતાં, આવે સુખનો વારો. અભાવ, ૨

વિષ્ણુસ્વરૂપ વિષે લિન થા મન, છે હરિ સુખ દેનારા;
હરજીવનનો મત એ છે તે, કથશે સૌ કથનારા. અભાવ. ૩

## પદ ૪.

### રાગ ચાલુ.

અરે ચિત્ત તું વિત્તને માટે, નિશદિન દુઃખને પામે;
સત્યનારાયણ સ્વામી સેવી, અંતરમાં ન વિરામે. ટેક.

અવરજનોનાં ચિત્તની સેવા, કરે તું ઠામે ઠામે;
શીખામણ શાણા જન દે તો, મન તું થાતું સામે. અરે. ૧

ક્લેશ વેઠી આનંદ અવરને–ઉપજાવે મન હામે;
માન મતિનો ભંગ થાય ને, ભટકે ધામે ધામે. અરે. ૨

ભંગ થાય જ્યાં માનમતિનો, જાતાં યશ નવ જામે;
હરજીવન તેવાં સ્થળ ત્યાગો, અંતરનાં દુઃખ વામે. અરે. ૩

---

## પદ ૧.

### "સુડલા સારી સોબત લાવે." એ રાગ.

નથી સત્યનારાયણ સાધ્યા, જેથી જાય જગતની બાધા;
નવ અંતરમાં આરાધ્યારે, મિથ્યા નરતન મેં ખોયું. ૧

હરિચરણકમળ સુખદાતા, તે આપે અંતર શાતા;

મેં સેવ્યા ન વિશ્વ વિધાતારે, મિથ્યા નર તન મેં ખોયું. ૨

મેં પુણ્ય કર્મ નવ કીધાં, નથીં દાન અનાથને દીધાં,
ક્યમ જવાય સ્વર્ગે સીધાંરે, મિથ્યા નર તન મેં ખોયું. ૩

મેં જોબન જનનીનું લીધું, થઇ કુહાડો દુઃખ અતિ દીધું,
નવ સાર્થક કૃત્ય મેં કીધુંરે, મિથ્યા નર તન મેં ખોયું. ૪

નવ આ લોકે જશ જામ્યો, પરલોકનો પંથ ન પામ્યો,
હરજીવન કાંઇ ન વિરામ્યોરે, મિથ્યા નર તન મેં ખોયું. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

વેદ ભેદ બતાવે છે ભારી, નવ સમજ્યો હું તે વિચારી,
નવ ધર્મ લીધો કાંઇ ધારીરે, ભૂલ્યો છું ભવમાં આવી. ૧

તજી માત તાતની સેવા, જે જગમાં અમૃત મેવા,
શ્રીસત્યનારાયણ દેવારે, ભૂલ્યો છું ભવમાં આવી. ૨

મેં દયા ન દીનપર કીધી, નહિ શુદ્ધ સગાંની લીધી,
મેં તો મોહ મદિરા પીધીરે, ભૂલ્યો છું ભવમાં આવી. ૩

નહિ ન્યાયે ધન મેળવતો, કોઇ જનને નથીં કેળવતો,
ધન અધર્મનું ભેળવતોરે, ભૂલ્યો છું ભવમાં આવી. ૪

પરિવારે જીત્યો છે જેને, દુઃખનું સ્થળ મંદિર છે તેને,
ફિટકાર હરજીવન એનેરે, ભૂલ્યો છું ભવમાં આવી. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

જેણે અનાથને ધિક્કાર્યા, જેણે માગણજનને માર્યા,
ન અર્થ કોઇના સાર્યારે, ફોગટ છે ફેરો તેનો. ૧

ઉપકાર ન જનનો જાણ્યો, અતિ અહંકાર ઉર આણ્યો,
જે મૂરખ મમતમાં માણ્યોરે, ફોગટ છે ફેરો તેનો. ૨

જેણે વૈદિક ધર્મ વખોડયો, નીતિધર્મનો મારગ તોડયો,
જેણે પાપ વિષે જીવ જોડયોરે, ફોગટ છે ફેરો તેનો. ૩

જે ન જ્ઞાન પ્રભુનું પામ્યો, જેનો જગમાં જશ નવ જામ્યો,

જે ન આ લોકે વિરામ્યોરે, ફોગટ છે ફેરો તેનો. ૪
શૂન્ય મંદિરે દીપક ખાલી, એમ વૃથા જુવાની જેની ચાલી,
હરજીવન નીતિ ન ઝાલીરે, ફોગટ છે ફેરો તેનો. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

સોહગલ મચ્છી મુખ ઘાલે, પડે પતંગ દીપમાં વ્હાલે;
એ તો મોહને ચીલે ચાલેરે, મોહ દીસે છે દુઃખદાતા. ૧
ગજ હાથણીને જોઇ ધાતો, પડી ખાડામાં પસ્તાતો,
એ મોહ માયાની વાતોરે, મોહ દીસે છે દુઃખદાતા. ૨
શુભ તરણ હરણ સૌ ખાતાં, દીસે અંગે રંગે માતાં,
તે તો ગાયનમાં લીન થાતાંરે, મોહ દીસે છે દુઃખદાતા. ૩
જોઇ કમળ ભ્રમર મન ભૂલે, ઉર પેશી આનંદે ફૂલે,
જાય જીવ પછી લાભ શું લેરે, મોહ દીસેછે દુઃખદાતા. ૪
એમ આથડતા બહુ અજ્ઞાની, માયા મોહ વિષે તે સુખ માની,
હરજીવન ગતિ થાય શાનીરે, મોહ દીસે છે દુઃખદાતા. ૫

---

## પદ ૧.

રાગ બિહાગ.

ઓ મન તું કેમ થયું અજ્ઞાન. ટેક.
વિવેકી નર તો વિકારો તજે છે, પામીને પૂરણ જ્ઞાન. ઓ મન. ૧
વિવેકહિન તો વિદ્યા ભણીને, આણે ઉર મદ માન. ઓ મન. ૨
ખાલી મઠમાં સાધુ વસે તે, ધરે હરિનું ધ્યાન. ઓ મન. ૩
તે મઠમાં કામીજન જઇને, કરશે કુકર્મ નિદાન. ઓ મન. ૪
હરજીવન સુપાત્ર કુપાત્રમાં, ફેર ગણે ગુણવાન. ઓ મન. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

મૂરખ નર ભોગ વિષે ભરમાય. ટેક.
પુણ્ય થકી નિપજ્યા ભોગો જે, પુણ્ય જતાં સૌ જાય. મૂરખ. ૧

સંબંધ ભોક્તા ભોગતણો તે, સ્થિર કદી નહિ થાય. મૂરખ. ૨
ભોગતણો ક્ષય થાય જે વારે, ત્યારે જન અકળાય. મૂરખ. ૩
ભોગના રાગને ત્યાગે ઉરથી તો, ત્રિવિધિ તાપ પળાય. મૂરખ. ૪
રાગ તજી હરજીવન રમતાં, શ્રીહરિ કરશે સહાય. મૂરખ. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

નારાયણ ક્ષમા કરો આવાર. ટેક.
કુટુંબ કબીલાંમાં મન લાગ્યું, જે બંધન કરનાર. નારાયણ. ૧
ભાગ્યશાળી બંધનથી છૂટે, નિર્ભાગી બંધાનાર. નારાયણ. ૨
ભોગ ભોગવતાં દેહ ઘસાયો, આવી જરા નિરાધાર. નારાયણ. ૩
બળ સઘળું ભોગે ક્ષય કીધું, કર્યો આયુષ્ય સંહાર. નારાયણ. ૪
હરજીવન ભોગવ્યા તેં ભોગો, ગાયા નહિ ગોપાળ. નારાયણ. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

હરિ મને માયા મારે માર. ટેક.
આત્માનું ઓળખાણ ન કીધું, ભૂલ્યો હું વિશ્વાધાર. હરિ. ૧
ઇંદ્રિયોએ જીત્યો છે મુજને, તપ્યો ન તપ તલભાર. હરિ. ૨
કામ ક્રોધ ને લોભે લૂંટ્યો, ખરે થયો હું ખુવાર. હરિ. ૩
કાળચક્રસમ ભ્રમણ કર્યું મેં, જોવાં સાંજ સવાર. હરિ. ૪
હરજીવનને શરણે રાખો, સાહ્ય કરો કરતાર. હરિ. ૫

---

## પદ ૧.

રાગ ભૈરવ ત્રિતાળ.

તું જોને જીવ ઉર ધારી;
સત્યનારાયણ શ્રીહરિ સુખ કર, ભજ્યા ન કુંજવિહારી. તું જોને. ટેક.
એ જ ઋતુ ને એ જ દિવસ પણ, આવે જેમ અસવારી;

બાળ યુવા વય ફરી ન દીસત, જાતાં ઉંમર સારીઃ તું જોને. ૧
તૃષ્ણા તરુણ થઈ છે તત્પર, જાય ન તુંથી હારી;
ઘેર્યો વૃદ્ધપણે પકડી કર, થાપટ તુજને મારી. તું જોને. ૨
કુબુદ્ધિ વૃદ્ધપણે પણ જાય ન, દે દુઃખ અંતર ભારી;
કુકર્મ કરી આ જન્મ સકળમાં, કુબુદ્ધિ ઉરમાં ધારી. તું જોને. ૩
નીચ કર્મના કીચમાં ડૂબ્યો, ખરે થઈ ખુવારી;
લાભ્યો લાભ લેશ નહિ જગમાં, ભરી પાપની ભારી. તું જોને. ૪
ભ્રમર પુષ્પથી સાર ગ્રહે છે, એ રીતી છે સારી;
સાર શાસ્ત્રથી લ્યો હરજીવન, વારંવાર વિચારી. તું જોને. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

જન લાલચમાં લોભાતા;
કંજુસ પાસે જઇને બોલે, વડા તમે છો દાતા. જન. ટેક.
લાજ મતિ મર્યાદ તજીને, ગુણ નગુણાના ગાતા;
આપ વખાણ કરીને મૂરખ, ફોગટમાં ફૂલાતા. જન. ૧
માર પડે મુદ્દગરનો તો પણ, માગણ થઈને જાતા;
સુપાત્ર હું છું આપો મુજને, વદતાં નહિ લજવાતા. જન. ૨
ખાન પાન ને ગાન તાનમાં, વ્યતિત દિવસ સૌ થાતા;
કાળબાજ શિર તાકી રહ્યા પણ, હરિભજન નથી ન્હાતા. જન. ૩
ગયાં સ્વર્ગમાં સગાં સંબંધી, ગયાં પિતાને માતા;
સરખા મિત્ર ગયા પણ નિર્લજ, માયામાં ભરમાતા. જન. ૪
બાળ યુવા વય વહિ ગઈ સરવે, આવ્યાં વૃદ્ધામાતા;
હરજીવન હરજીને વિસરી, ધંધામાં સૌ ધાતા. જન. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

નર ભોગ વિષે ભરમાતો;
નદી કીનારે વૃક્ષ ટકે તેમ, ટકતી આ કાયા તો. નર. ટેક.
શાસ્ત્રબોધ પણ નવ ગણકારે, ગણે ન ગુરુની વાતો;

દિન દિન પ્રત્યે યમકિંકર તો, પ્રાણી પ્રત્યે ઘાતો. નર. ૧
સર્પવદનમાં મેડક બેશી, મચ્છર ખાવા ધાતો;
કાળમુખમાં માનવી નિશદિન, લાલચમાં લોભાતો. નર. ૨
આયુષ્ય અલ્પ રહ્યું પણ મૂરખ, નરહરિને નથી ગાતો;
કરે મલિન સંકલ્પો નિશદિન, લેશ નથી શરમાતો. નર. ૩
તપ તીરથ વ્રત ઉર નવ આણે, વદે વિષયની વાતો;
કીર્તન કથાતણો અમૃતરસ, નથી પીતો નથી પાતો. નર. ૪
નિશદિન મરતાં અનેક પ્રાણી, જોતાં ડરે ન આ તો;
હરજીવન નહિ દયાજ્ઞાન તે, ખાય લોભમાં લાતો. નર. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

આ કાળ ભયંકર ભાસે;
અકળ કળા છે કાળ તણી તે, દેખી પ્રાણી ત્રાસે. આ કાળ. ટેક.
ચૌદ લોકમાં વસી રહ્યો છે, પછી પ્રાણી ક્યાં નાસે ?
કાલિકાની સાથે તે તો, રમતો ચોપટ પાસે. આ કાળ. ૧
ચાર દિશા છે ઘર પાસાનાં, દિન નિશ પાસા થાશે;
ચાર ખાણનાં પ્રાણી સોગઠાં, સત્વર તે સપડાશે. આ કાળ. ૨
એકતણાં તો અનેક કોઇને, કોઇ ઉજડ થઇ જાશે;
ચોપટ વિશ્વતણી ચાલે પણ, કાળ કંઇકને ખાશે. આ કાળ. ૩
ઉદય અસ્તમાં આયુષ્ય ખૂટે, વાદળ જેમ વિખરાશે;
કાચા કુંભે ભરપુર પાણી, કહો કેમ સચવાશે. આ કાળ. ૪
સત્યનારાયણ સાચા સ્વામી, ભાવે કરી ભજાશે;
હરજીવન છોડાવી કાળથી, હરિ હાથ તુજ સ્હાશે. આ કાળ. ૫

---

### પદ ૧.

રાગ સોરઠ.

હે નારાયણ ભૂલ્યો ભવમાં આવી. ટેક.
દિનનિશ હું શિર ભાર ભરૂંછું, લાલચ વેલી વાવી. હે નારાયણ. ૧

આ સંસાર પડ્યો મુજ પાછળ, મુક્યો મુજને નચાવી. હે નારાયણ. ૨
દિવાલ પાછળ સૂર્યઉદય પણ, તેજ શકે નવ લાવી. હે નારાયણ. ૩
મોહરૂપ મદિરા જ્યાં માતી, જ્ઞાનદૃષ્ટિ ક્યાં થાવી. હે નારાયણ. ૪
ભક્તિ હરજીવન જીવનની, એ જ છે જ્ઞાનની ચાવી. હે નારાયણ. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

નારાયણ મેં લાભ કશો નવ લીધો. ટેક.
થાય મનોરથ મનમાં ઝાઝા, કદી અટકાવ ન કીધો. નારાયણ. ૧
જળતરંગ સમ ઉપજી શમતો, સંકલ્પ છોડી ન દીધો. નારાયણ. ૨
ભૂત ભવિષ્ય અને વર્તમાને, સંકલ્પ પ્યાલો પીધો. નારાયણ. ૩
ગુણજ્ઞ ગુરુ મળ્યા નહિ જ્ઞાની, બોધ ન તેણે દીધો. નારાયણ. ૪
હરજીવન હરિભક્તિ ન કીધી, જન્મ અફળ આ કીધો. નારાયણ. ૫

### પદ ૩.

રાગ ચાલુ.

જન ડાહ્યા મુક્તિની યુક્તિ વિચારો. ટેક.
કુતર્ક કૂડ કપટ કરી અળગાં, શ્રદ્ધા હરિમાં ધારો. જન. ૧
સત્યનારાયણ સ્વામી સેવો, શ્રેયનો પંથ એ સારો. જન. ૨
માંધાતાસમ મોટા રાજા, કાળે કીધા ચારો. જન. ૩
સમજી ઉર વૈરાગ્ય ધરીને, નીતિપંથે પધારો. જન. ૪
હરજીવન મન નિર્મળ કરતાં, આવશે મોક્ષનો વારો. જન. ૫

### પદ ૪.

રાગ ચાલુ.

ભાવે ભક્તિ કરે જન ડાહ્યા. ટેક.
માત તાતને વંદન કરશે, પરગજુ જેની કાયા. ભાવે. ૧
કલ્યાણ ઇચ્છે સકળ જનોનું, દયાળુ જે કહેવાયા. ભાવે. ૨
સંભાળ સ્નેહીજનની લેતા, દેશહિતે જે ધાયા. ભાવે. ૩
ઉદારઅંતર ક્ષમા વસેછે, શરમાવ્યા શરમાયા. ભાવે. ૪
હરજીવન જ્યાં નીતિ ભક્તિ, પામે લાભ સવાયા. ભાવે. ૫

## પદ ૧.

### રાગ આશાવરી.

કીધી નર તેમાં તે શી તેં કમાઈ?
ધુતી ધુતી ધન ભેળવ્યું ભેળું, લોક કહે ભાઈ ભાઈ. કીધી. ટેક.

શત્રુ શિરે પગ મૂકયો કદાપી, પકડયો બાંવડી સાહી;
ત્યાગી ડર અભિમાને પોઢયો, એશ બનાવી તળાઈ. કીધી. ૧

પ્રીતીવાળાં માણસે માન્યો, ધનવાન જાણી ધાઈ;
કુળદીપક કદી કહે કુટુંબી, હેતે સૌ હરખાઈ. કીધી. ૨

એક કલ્પ કર્દી ભોગવ્યા ભોગો, લાલચમાં લેવાઈ;
છત્રી વાજાં વાગે નૌતમ, સાહેબી સર્વે સવાઈ. કીધી. ૩

ક્રોડપતિ કહેવાયો પોતે, લાભની રોજ વધાઈ;
સત્યનારાયણ સ્વામીને ભૂલ્યો, સાધન જે સુખદાઈ. કીધી. ૪

કીડી કુંજર બ્રહ્મા સરવે, કાળથી જાય ચવાઈ;
હરજીવન ભય કાળનો જાય ન, તો પછી શી સરસાઈ. કીધી. ૫

## પદ ૨.

### રાગ ચાલુ.

કરો નર કર્તવ્ય જે સુખદાતા;
આરોગ્યતા તન મનની તે તો, છે ખરી આનંદદાતા. કરો. ટેક.

આત્માનું રક્ષણ આનંદે કરીએ, આપે અંતર શાતા;
જીવન માટે જગમાં ઉધમ, કરતાં નહિ શરમાતા. કરો. ૧

સતકર્મો ને ધર્મો કરવા, નર નારીનું જોડું;
બાળકને શિક્ષણ શુભ આપો, કામ નથી એ થોડું. કરો. ૨

પર ઉપકારે પ્રીતિ રાખો, ઇચ્છો સરવનું સારૂં;
શ્રેય કરો જો અવર જનોનું, થાશે શ્રેય તમારૂં. કરો. ૩

પ્રસન્ન મન રાખીને રહેવું, રાગ દ્વેષ દૂર કરજો;
શોક મોહ ને લોભ તજીને, ધ્યાન હરિનું ધરજો. કરો. ૪

સત્યનારાયણ સાચા સ્વામી, તે પ્રભુ પાર ઉતારે;
હરજીવન એમ જીવન ગાળો, તો વિભુ આવશે વારે. કરો. ૪

## પદ ૩.

રાગ ચાલુ.

દિવસ એવો આવશે ક્યારે મારો?
સત્યનારાયણ સાચા સ્વામી, અંતરયામી ઉગારો. દિવસ. ટેક.
એકાંતે સ્થિર કરીં મન મારૂં, કરીશ હું તત્ત્વ વિચારો;
સંકલ્પો સૌ શાંત થાય ને, જાય વિચાર નઠારો. દિવસ. ૧
દેશ ભલો ભલી ભોમી મારી, કરવા તેનો સુધારો;
સ્નેહી સંબંધી કુટુંબી જનનું, કલ્યાણ કરવાનો વારો. દિવસ. ૨
વિદ્વત્તા દેશની દાઝે વાપરીંએ, પેસો ખરચીને સારો;
લોકના હિતમાં વિત્ત વાવરીંએ, એમાં ન કાંઈ ઉધારો. દિવસ. ૩
વસી વિદેશ વિશેષ વરસ પછી, સ્વદેશ આવવા વારો;
વિયોગી સગાં ભૂમિને ભેટી, સંતોષ પામવા સારો. દિવસ. ૪
હરજીવનને સત્યનારાયણ, આ સંસારથી તારો;
શ્રદ્ધા વેદ ગુરુનાં વાક્યમાં, તમપદ પ્રેમ વધારો. દિવસ. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

સાચા મારે સત્યનારાયણ સ્વામી;
વાતો સંસારના વૈભવ કેરી, જાણું હું સરવે નકામી. સાચા. ટેક.
વૃત્તિ મનુષ્યની સિદ્ધ નથી થતી, હોય જો ધનમાં ખામી;
સારા ગુણો ખોઈ ધન ન મેળવું હું, રાખું ન વૃત્તિ હરામી. સાચા. ૧
આધિ વ્યાધિ ઉપાધિ આવે, દેહમાં દુઃખ રહ્યાં જામી;
ચંચળ લક્ષ્મી જાય છે ચાલી, થાય ન સ્થિર વિરામી. સાચા. ૨
સંસારી જીવ પરવશ સરવે, પીડાય પીડા પામી;
અંતે પણ વશ કાળને થાવું, કરી હાય વોય નકામી. સાચા. ૩
સંસારસાગરમાં દુઃખ દીઠું, વાત કરે જન સામી;
વેદ સંસારને મિથ્યા વદે છે, સમરો અક્ષરધામી. સાચા. ૪
વાજાં વાગે એક સ્થળે તો, બીજે નાશ થાય નામી;
હરજીવન જગજીવન સમરો, દુખડાં નાંખો વામી. સાચા. ૫

## પદ ૧.

રાગ મલાર.

ધન્ય જનમ નરનાર, જગમાં ધન્ય જનમ નરનાર. ટેક.
દાહ કરેછે દીપક ચંચળ, પતંગ પડતાં વાર. જગમાં. ૧
દીપક સમ સંસારી ભોગો, સમજે સમજુ સાર. જગમાં. ૨
સાગરજળમાં મચ્છી કૂદે, સાગર નહિ ચળનાર. જગમાં. ૩
તેમ સંસારમાં સમજુ જન તો, ધરે ન ક્ષોભ લગાર. જગમાં. ૪
હરજીવન છે આ જગ મિથ્યા, સમરો સરજનહાર. જગમાં. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

શ્રેષ્ઠ પુરુષ પરખાય, જગતમાં શ્રેષ્ઠ પુરુષ પરખાય. ટેક.
જેની નજરે ચૌદે લોકો, નાશવંત દેખાય. જગત. ૧
રૂપું ન દેખે છીપની જ્ઞાની, તેને છીપ સમજાય. જગત. ૨
છે મન પુણ્ય પરાયણ જેનું, કેવળ પરગજુ કાય. જગત. ૩
તોડયા બંધ સંસારી જેણે, ગર્વ ગળી જે જાય. જગત. ૪
ત્યાગી અહંતા મમતા મનથી, ગુણ હરજીવન ગાય. જગત. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સંત પુરુષ સુજાણ, ખરા એ સંત પુરુષ સુજાણ, ટેક.
દુષ્ટ કહો પણ શાપ ન આપે, વર દે ન થતાં વખાણ. ખરા. ૧
સુખથી જગમાં વિચરે સંતો, રાગ દ્વેષ નહિ હાણ. ખરા. ૨
જેમ ચંદ્ર તજી રાગ દ્વેષને, ફરતો નિયમ પ્રમાણ. ખરા. ૩
પરધન હરણ કરે ન કદાપી, હોય સુવર્ણની ખાણ. ખરા. ૪
હિંસા ત્યાગે સત્ય જ બોલે, વદે હરજીવન વાણ. ખરા. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

જ્ઞાની જન તે ખરો, જગતમાં જ્ઞાની જન તે ખરો. ટેક.
વિત્ત વાવરે પર કલ્યાણે, નવ કરતો સંઘરો. જગત. ૧

પરનિંદા ને કુથલી પરની, ત્યાગી રહે જે પરો. જગત. ૨
ખોટી તૃષ્ણા ત્યાગે મનથી, ઠારી સૌને ઠર્યો. જગત. ૩
નમ્રપણું છે ગુરુમાં જેનું, માગણુ થઇ નવ ફર્યો. જગત. ૪
હરજીવન ભજશે નારાયણુ, સ્વારથ તેનો સર્યો. જગત. ૫

---

## પદ ૧.

### રાગ પ્રભાત.

સત્યનારાયણુ સ્વામી સાચા તમે,
સાંભળો વિનતિ નાથ મારી;
ધન તણે કારણે ધાય જન ધરતીમાં,
ઠામે ઠામે કરે ભ્રમણ ભારી. સત્ય. ૧
ક્લેશ કંકાસ પામે પરિતાપને,
જાતી ને કુળનું ભાન ભૂલે;
ધર્મ નિજનો તજે દ્રવ્યને કારણે,
અંતે દેવાળું કાઢીને ડૂલે. સત્ય. ૨
દ્રવ્યને કારણે દુષ્ટ જનને નમે,
સેવ કરતાં તે કુપાત્ર કેરી;
સોચના તે ઘણી થાય છે ઉરમાં,
કાગ પેરે ભમે શેરી શેરી. સત્ય. ૩
તોય તૃષ્ણા તો તજતી નથી નાથજી,
બ્રહ્મથી છોડવી નીચે પાડે;
નાચ નચાવીને દુઃખી જનને કરે,
ઘસડીને જાય લઇ માર્ગ આડે. સત્ય. ૪
તૃષ્ણા તુજ બળ થકી નીચ સેવા કરે,
ફળ વિના કામ કંઇ હાથ ધરતાં;
મૂરખનાં વચન તો વીંછીની વેદના,
હરજીવન જન જુઓ સહન કરતાં. સત્ય. ૫

## પદ ૨.

### રાગ ચાલુ

સમય વહી જાય ત્યમ, તાજી તૃષ્ણા થતી,
સત્યનારાયણુ તે ન હારી;

ક્રોધથી નેત્રમાં નીર આવે ઘણાં,
ચિત્ત સંકોચી જન રોકે વારી. સમય. ૧
ભાવિનો શોક સમજીને અંતર વિષે,
મુખ વડાં વચન જન કદી ન બોલે;
ઊપરી પાસ આનંદ દેખાડીને,
મનતણો મર્મ જન કદી ન ખોલે. સમય. ૨
જેમ ચિંતાતુર ગુપ્ત ચિંતા ધરી,
નીચ પાસે હસી હાથ જોડે;
તેમ તૃષ્ણાવડે નીચ પાસે હસી,
હાથ જન જોડતાં નાથ કોડે. સમય. ૩
તેથી તૃષ્ણા તને વંદના હું કરૂં,
મેં તુજ સંગમાં માર ખાધો;
છોડ મુજને હવે દુષ્ટ થઈ શીદ દમે,
સંગ તારો થતાં ક્લેશ વાધ્યો. સમય. ૪
તુજ સહવાસથી ખેદ મુજને ઘણો,
વાસ તારો ઉરે દુઃખદાતા;
હરજીવન હોય જો ક્રૂર તૃષ્ણા અતિ,
થાય નહિ અંતરે, શાંતિ શાતા. સમય. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સાંભળો સત્યનારાયણ વારતા,
તાપ તૃષ્ણા તણો છે જ ભારી;
આશ અંતર થઈ દ્રવ્ય લેવા તણી,
જોતાં જન ઉર વિષે તે વિચારી. સાંભળો. ૧
ધરણીમાં ધન હશે કાર્ય તેથી થશે,
અવનીને ખોદી જન જોતાં ઝાંખી;
શ્રમ કરી થાકતાં દ્રવ્ય કંઇ નવ મળે,
થાકી બેસે નીચો શ્વાસ નાંખી. સાંભળો. ૨
વારતા એ સુણી ઔષધી છે ગુણી,
તે થકી કથીરનું કનક થાશે;

કરે રસાયન ક્રિયા જાણે ધન આવશે,
દીનતા સામટી દૂર જાશે. સાંભળો. ૩
સાગરે જઈ પડ્યાં મોતી લેવા મિષે,
નવ જડ્યાં મોતી પણ છીપ લાધી;
શંખલા કંઇ મળ્યા ત્યાંથી પાછા વળ્યાં,
વળગી એમ વ્યર્થ તૃષ્ણા ઉપાધી. સાંભળો. ૪
સેવ કરતાં જનો નરપતિની નવી,
રીઝવે લાજ મરજાદ છોડી;
તોય હરજીવન તૃષ્ણા ખૂટી નહિ,
લાભ લેતાં નહિ એક કોડી. સાંભળો. ૫

## પદ ૪.

રાગ ચાલુ.

નામ તજી સત્યનારાયણ દેવનું,
ભૂતને પ્રેત પિશાચ પાળે;
જઇને સમશાનમાં મંત્ર તેના જપે,
તૃષ્ણાથી દેહનાં હીર બાળે. નામ. ૧
ઉર આશા ધરે ભૂત વશિકરણની,
અન્યતણી વિભૂતિ એ આણી દેશે;
એમ આયુષ્ય જન વ્યતીત વેગે કરે,
લોભ કરી લાભ પામે ન લેશે. નામ. ૨
નિરલજ નફ્ટ તું તૃષ્ણા ભૂંડી વશી,
શિદ જન અંતરે પેઠી ઊંડી;
કારણ વગર તું બાળતી નિશદિન,
લોક રીબાવતી છે તું ભૂંડી. નામ. ૩
છોડિ તું સજ્જનો ગ્રહણ કર અન્યને;
ભક્તિનો માર્ગ સૌનો ભૂલાવ્યો;
ઇચ્છા તારી વળી શી હશે રાક્ષસી,
બ્રહ્મનો જીવ જનનો બનાવ્યો, નામ. ૪
બોલ તૃષ્ણા ખરી વાતને થા પરી,
જડપણું આપવા તું શું ધારે ?

હરજીવન સત્યનારાયણ સાચવે,
સાચું શરણું ખરૂં એ જ મારે. નામ. ૫

---

### પદ ૧.

રાગ પ્રભાત.

ચિત્ત ચિંતા તજી ઉર આનંદ સજી,
શયન કરતાં મન શાંતિ થાશે;
સત્યનારાયણ પ્રકટ અંતર થશે,
પામરતા બધી પલટી જાશે. ચિત્ત. ૧

અંતરે ઉદય ચિંતામણીનો થતાં,
દેવનું દરશન દૃષ્ટે કરશો;
ઉરઅભિલાષ એમ પૂર્ણ થાતાં પછી,
સમુદ્ર સંસાર તો સદ્ય તરશો. ચિત્ત. ૨

અમૃતના પાનથી વ્યાધિ ઝટ જાય છે,
થાય આરોગ્ય તન અમર આપે;
તેમ એકાગ્રતા ઇષ્ટમાં પ્રેમથી,
રાખતાં સ્થિર કરી દેવ સ્થાપે. ચિત્ત. ૩

આત્મચિંતામણી અંતરઘર વિષે,
ત્યાગી તેને કૃપણ ઘેર જાવું;
પરાભવ પામીને પાછું વળવું પડે,
ફૂટી જેમ કુશકા અન્ન ખાવું. ચિત્ત. ૪

ભોગ સૌ ઇંદ્રિના રોગને આપશે,
શ્રેયકારી નથી ભોગ સરવે;
દોષના ઘાસનો જ્ઞાન અગ્નિવડે,
નાશ કરો હરજીવન શુભ પરવે. ચિત્ત. ૫

### પદ ૨.

રાગ ચાલુ.

શાંત થા શાંત થા શાંત થા મન સદા,
છોડ સંકલ્પ વિકલ્પ કરવા;

સત્યનારાયણ તારે સંસારથી,
અવરને તારી તું લાગ તરવા. શાંત થા. ૧

તારી સંકલ્પ વિકલ્પમાં છે ગતિ,
લાજને તેથી તું ચિત્ત મારા;
બહિર ગતિથી તને લાભ મન કંઈ નથી,
એ છે આચાર સૌ નેષ્ટ ત્હારા. શાંત થા. ૨

જેહ સંસારમાં રાગથી તું રમે,
તેહ સંસાર ક્ષણભંગુ ભાસે;
ત્યાગ કર ત્યાગ કર રાગને તે થકી,
શુદ્ધ વૈરાગથી મુક્તિ થાશે. શાંત થા.

પ્રેમ કુટુંબનો ચપળ ચિત જાણજે,
જેમ સાગર વિષે તરંગ ભાસે,
પરપોટા જળતણા રેખા વિદ્યુતની,
જેમ દૃષ્ટે પડી અસ્ત થાશે. શાંત થા. ૪

આગ અગની વિષે નાગ નાગણ વિષે,
સરિતના વેગમાં સુખ કેવું;
તેમ સંસારનું સુખ હરજીવન,
જાણજો જગતમાં છે જ તેવું. શાંત થા. ૫

## પદ ૩.

રાગ ચાલુ.

સત્યનારાયણ દેવનું ધ્યાન ધર,
તીર ગંગાતણે જા વિચારી;
પવિત્ર સ્થળ જ્યાં હશે, ચિત્ત પાવન થશે,
પાન કરતાં શ્રીગંગાનું વારી. સત્ય. ૧

અધિક ઉત્સાહથી ભાવે ભક્તિ કરો,
ભોગને પરહરો ચપળ જાણી;
સદ્ગુરુ બોધ આદર ધરી માનીએ,
સદ્ગુરુ વાણી તે વેદ વાણી. સત્ય. ૨

ધ્યાન શ્રીસત્યનારાયણ દેવનું,
અંતરે ધારતાં શાંતિ થાશે;

ત્રિવિધ પરિતાપ સંતાપ સૌ ઉરતણા,
શુદ્ધ અંતર થઈ તરત જાશે. સત્ય. ૩

આ રે સંસારમાં નરતન શ્રેષ્ઠ છે,
મૃત્યુ આવી તેનો અંત આણે;
જેમ જપ સત્યનારાયણ દેવનો,
પાપ પ્રલે કરે તેજ ટાણે. સત્ય. ૪

જરૂર જુવાની અનુકૂળ ને નિર્મળી,
નાશ તેનો જરા આવી કરશે;
એમ આ જગતમાં નાશ છે નાશરે,
હરજીવન હરિકૃપા તે ઉગરશે. સત્ય. ૫

પદ ૪.

રાગ ચાલુ.

સિંહ સપડાવતો હરણને જે રીતે,
પાપને જેમ ગંગા હરે છે;
તેમ સંસારમાં કાળભય કારમો,
પ્રાણી સૌ કાળમુખમાં મરે છે. સિંહ. ૧

થાય છે ક્લેશ નિવૃત્ત બળ મૌનથી,
તોય ગુણ તેમ તૃષ્ણા નિવારે;
યજ્ઞફળ ક્રોધથી નાશ પામે ખરે,
સત્ત્વથી તમ રજ ઉભય હારે. સિંહ. ૨

ગુણી નરમાં ગુણ ઉત્તમ હોય પણ,
ખંડન ખળ જનો તેનું કરતા;
જ્ઞાનવિચાર પણ તેમ ઉરના બધા,
વિવિધ વિકારને છેજ હરતા. સિંહ. ૩

લાજને ત્રાસને કામે લીધાં ગ્રસી,
મુષકને જેમ માંઝારી મારે;
જંતુ જુઓ તમે જળ વિષે ઝાંખીને,
જંતુ મોટાં તે ન્હાનાં વિદારે. સિંહ. ૪

એજ રીતે ગ્રસ્યા કાળે સૌ જીવને,
કીટ બ્રહ્મા બધાં એક હારે;

સત્ય નારાયણ છોડવે કાળથી,
અંતે હરજીવન આવ્યો વ્હારે. સિંહ. ૫

---

## પદ ૧.

રાગ વેળાવર. "પધારો રે પોપટ રાજા રામના." એ રાગ.

અચલ નથી રે કાંઈ જગ વિષે, મન માનજે મારૂં;
ચપળ સકળ છે આ સૃષ્ટિમાં, કોણ મ્હારૂં ને ત્હારૂં. અચળ. ૧

કારણ આરે સંસારનું, જાણ ભોગ છે ભાઈ;
ઉપજી અંતે અળપાય છે, દોષવાળા દુઃખદાઈ. અચળ. ૨

ભોગોમાં શોક વિયોગ છે, તજો હે મન વારૂ;
ભોગી ને વિષયી જે પામરો, તજ તેને તો સારૂં. અચળ. ૩

સદ્ગુરુ જ્ઞાન બતાવશે, ટાળશે તે અંધારૂં;
શ્રવણ મનન કરતાં થશે, મન કલ્યાણ તારૂં. અચળ. ૪

ગરવારે ગુરુની કૃપા થકી, વેદ પંથે પધારો;
એમ હરજીવન આવશે, મન તરવાનો વારો. અચળ. ૫

## પદ ૨.

રાગ ચાલુ.

મન તું રે ગોવિંદરૂપ છું, સાક્ષી શુદ્ધ સ્વરૂપે;
અસંગ અનુપમ તું છતાં, પડ્યું ભ્રમણાને કૂપે. મન તું. ૧

અભય થઈ ભજ દેવને, ભેદ ભાગી જાશે;
મલિનપણું તુજમાં હશે, દૂર તરત તે થાશે. મન તું. ૨

અજ્ઞાન છે જેના ઉરમાં, મન મેલું છે તેનું;
અજ્ઞાને જ્ઞાન ઢંકાય છે, પ્રગટે સ્વરૂપ ત્યાં શાનું. મન તું. ૩

થાય વિવેકપ્રકાશ જો, અંતર અજવાળે;
આપનું આપ સ્વરૂપ તે, આપે સત્વર ભાળે. મન તું. ૪

જ્ઞાને અજ્ઞાનજ જાય છે, થાય આનંદ ભારે;
જ્ઞાન સમાન ન લાભ છે, હરજીવન તારે. મન તું. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

આત્મસ્વરૂપને પામતાં, પૂરણપણું આવે;
મોહ માયા મન તુંજને, પછી કેમ સતાવે. આત્મ. ૧
સર્વે જે એક સમાન છે, રમે તારામાં આપે;
તુંથી અલગ નથી આતમા, સરવે વિશ્વમાં વ્યાપે. આત્મ. ૨
જેમ પૂરણ છે આતમા, મન તું પણ તેવું;
પ્રગટ્યું તું પણ તે થકી, તું છે તેના જેવું. આત્મ. ૩
શરિર છે વિવિધ પ્રકારનાં, તે છે હે મન તારાં;
ઉપજ્યાં પંચમા' ભૂતથી, અંતે તેમાં જનારાં. આત્મ. ૪
કાચી આ કાયા તું જાણજે, કાચા કુંભના જેવી;
સમજી આત્મસ્વરૂપને, હરજીવન લો સેવી. આત્મ. ૫

## પદ ૪.

### રાગ ચાલુ.

હે મન જડ છે આ દેહ તો, જાણજે પરિણામી;
નાશ તેનો રે થાશે ખરો, ફૂલે મન તું શું પામી. હે મન. ૧
મન તું તો ચેતનરૂપ છું, અવ્યય સુખકારી;
જાય છે ચેતન જે ઘડી, કાયા લાગે ભયકારી. હે મન. ૨
રાગ દ્વેષનું ઘર થયું, અંતઃકરણ બિચારૂં;
પ્રગટ્યું તે પંચમા' ભૂતથી, મન જો તું વિચારૂં. હે મન. ૩
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ, ઉપાધી ઉર ભાસે;
સર્વે ઉપાધિ રહિત જે, રૂપ તારૂં પ્રકાશે. હે મન. ૪
માટે નારાયણ દેવને, મન લેને આરાધી;
હરજીવન તેથી ટળે, આધિ વ્યાધિ ઉપાધિ. હે મન. ૫

---

## પદ ૧.

### રાગ પ્રભાત.—ભૈરવ. "હોત પ્રાત ઘનશામ જગાવે." એ રાગ.

શ્રીનારાયણ સાચા સ્વામી, અંતર મ્હેલમાં આવો. ટેક.
શ્રીપુરુષોત્તમ અંતરજામી, બાંવડી મારી સ્હાઓ. શ્રીનારાયણ. ૧

ભક્તિ તમારી ભૂધર આપી, તન મન તાપ શમાવો. શ્રીનારાયણ. ૨
સત્યદેવછો શાંતિ દાતા, કૃપા અંતરમાં લાવો. શ્રીનારાયણ. ૩
રાય પરીક્ષતે કાળથી કંપી, સાંભળી કૃષ્ણુ કથાઓ. શ્રીનારાયણ. ૪
હરજીવન એ શ્રવણુ ભક્તિથી, હરિ હરિ સર્વ વ્યથાઓ. શ્રીનારાયણ. ૫

## પદ ૨.

### રાગ ચાલુ.

સત્યદેવ શ્રીસત્યનારાયણુ, સમરથ સાચા મારે. ટેક.
ભાવે ભક્તિ નિરંતર કરતાં, આ ભવથી તે તારે. સત્યદેવ. ૧
કીર્તન કરતાં વ્યાસને નારદ, પદવી પામ્યા ભારે. સત્યદેવ. ૨
ગજ પ્રલ્હાદ અજામેલ જપતાં, વિષ્ણુ આવ્યા વ્હારે. સત્યદેવ. ૩
વંદન કરી ચંદન પ્રભુ પૂજ્યા, તર્યો બળિરાય ત્યારે. સત્યદેવ. ૪
માટે કરૂં કીરતન હરિ વંદું, હરજીવન આ વારે. સત્યદેવ. ૫

## પદ ૩.

### રાગ ચાલુ.

સત્ય નારાયણુ સ્વામીજીનું, સ્વરૂપ ઉરમાં વિચારૂં. ટેક.
આળસ છોડી એ કર જોડી, ધ્યાનમાં મૂરતિ ધારૂં. સત્યનારાયણુ. ૧
પાદસેવન લક્ષ્મીજી કરતાં, સમજી સુકૃત્ય એ સારૂં. સત્યનારાયણુ. ૨
પાદસેવન પુરુષોત્તમ આપો, થાય કલ્યાણુ અમારૂં. સત્યનારાયણુ. ૩
કુબડી કુબજા ચંદન લાવી, પામી પદારથ ચારૂ, સત્યનારાયણુ. ૪
ભક્તિ વિના મન અવર ન માગો, હરજીવન હું વારૂં. સત્યનારાયણુ. ૫

## પદ ૪.

### રાગ ચાલુ.

સત્ય એક છો સત્યનારાયણુ, વિશ્વે વ્યાપ્યા સ્વામી. ટેક.
અધમ ઉદ્ધાર્યા, કંઇકને તાર્યા, આપે અંતરજામી. સત્ય એક. ૧
સખ્ય ભાવથી અરજુન ભજતા, જીત્યા જગ જશ પામી. સત્ય એક. ૨
દાસ થઈ હનુમાને સેવ્યા, નારાયણુ બહુ નામી. સત્ય એક. ૩
આત્મા અરપણુ કરતી મીરાં, ભજતી અક્ષરધામી. સત્ય એક. ૪
ગોપીકા હરજીવન તરતી, ભજતાં શ્રીગરુડાગામી. સત્ય એક. ૫

---

## પદ ૧.

### રાગ પ્રભાત. ( રાગ મેવાડો. )

જાગો પ્રભુ જાગોરે સાચા સત્ય દેવછોરે,
સ્વામિ સત્યનારાયણ પૂરણ કામ;
પ્રભાત થયું છેરે, પંખીડાં તો જાગીયાંરે;
જાગો જાગો રઘુપતિ રાજારામ. જાગો પ્રભુ. ૧

કુકડુકુ બોલે છે રે, કુકડા સવારમાંરે;
ચકચક ચકલાં તો કરતાં ઉચ્ચાર,
આસ્તિકો ઉઠીનેરે (સવારમાં) સ્નાન કરે શામળારે;
જાગો જાગો નટવર નંદકુમાર. જાગો પ્રભુ. ૨

દર્શનને સારૂરે દેવ ઊભા દ્વારે રહ્યારે;
જાગો સ્વામી સત્યનારાયણ નામ,
વાજીત્રો તો વાગેરે વિવિધ પ્રકારનાંરે;
દર્શન દેજો સેવકને સુંદર શામ. જાગો પ્રભુ. ૩

બંદીજન બોલેરે જય જય શ્રીહરિરે,
જય જય સત્યદેવ સુખ ધામ;
હરજીવન હરખેરે ઉઠીને પ્રભાતમાંરે,
રસનાએ રટતાં શ્રીઘનશામ. જાગો પ્રભુ. ૪

## પદ ૨.

### રાગ ચાલુ.

પ્રભાતે ઉઠીનેરે ધ્યાન હરિનું ધરૂંરે,
સ્વામી મારા નટવર નંદકિશોર;
ચતુર ભુજામાંરે આયુધ ચાર છે રે,
શિરપેચે શોભે સોનેરી કોર. પ્રભાતે. ૧

કેશર કુમકુમનાંરે તિલક સોહામણાંરે,
શોભે ભાલે સુંદરવર સાક્ષાત;
જરકશી જામારે જગજીવન ઝળકતારે,
સોનેરી બુટ્ટાઓ શોભે ભલિ ભાત. પ્રભાતે. ૨

પીતાંબર પીળાંરે પહેર્યાં પ્રભુ પ્રેમથીરે,
કંઠે શોભે કૌસ્તુભમણીતણો હાર;
મકરાકાર કુંડળરે કાને વિરાજતાંરે,
શોભે સુંદર મોતીડાં નંદકુમાર. પ્રભાતે. ૩
બાંયે બાજુબંધોરે હેમકડાં છે મઢ્યાંરે,
જડ્યાં નંગ ઝળકતાં પારાવાર;
વેઢને વીંટીનીરે શોભા છે સોહામણીરે,
હરજીવન વંદે શ્રીમોરાર. પ્રભાતે. ૪

## પદ ૩.

રાગ ચાલુ.

સત્યદેવ સાચારે અંતરમાં આવજોરે,
વાલા જોઉં નિશદિન નટવર વાટ;
દરશન તો દેજોરે દીનબંધુ દાસનેરે,
જાય મારા તન મનના ઉચ્ચાટ. સત્ય. ૧
સગા મારા સાચારે સત્યનારાયણ હરિરે,
સંકટમાં સાહ્ય કરો પ્રભુ આપ;
દુરિજન દિલમાંરે ગમે તેમ માનજોરે,
છાપો પ્રભુ મુજ શિર આપની છાપ. સત્ય. ૨
નારાયણનામીરે સત્યદેવ એક છોરે,
પ્રભુ મારા પ્રાણતણા આધાર;
આશ્રય તમારોરે અવિનાશી છે મનેરે,
વિઠ્ઠલવર કરજો મ્હારી વ્હાર. સત્ય. ૩
ભવમાં હું ભૂલ્યોરે રાગદ્વેષ રાખીનેરે,
પ્રભુ વિના કોણ કરે સંભાળ;
પુરુષારથ ચારેરે ચતુરભુજ આપજોરે,
હરજીવન ગાય શ્રીગોવિંદ ગોપાળ. સત્ય. ૪

## પદ ૪.

રાગ ચાલુ.

જય જય જયરે જગતના નાથનીરે,
ધન્ય ધન્ય ધન્ય વદું ધન્યવાદ;

માયા માયા માયારે માયા કીધી માધવારે,
તાર્યાં તાર્યાં ભક્ત ભલા પ્રલ્હાદ. જય જય. ૧

કોટી કોટી દેવોરે દાનવને માનવોરે,
વેદ પણ પામ્યા નહિ પ્રભુ પાર;
ખોળી ખોળી થાક્યાંરે ખટ દરશન ખરાંરે;
અટક્યા અટક્યા અંતરના વિચાર. જય જય. ૨

અવધિ અવધિ અવધિરે અકલની અવધિ છે રે,
હદનું તે ઉલ્લંઘન કેમ કરી થાય;
ઉડી ઉડી ઉડીરે થાકે સરવે પંખીડાંરે,
આકાશનો પાર તે કેમ પમાય. જય જય. ૩

હદમાં હદમાં હદમાંરે હદમાં મનબુદ્ધિ છેરે,
બાંધે હદ બળવંત દેવ જે એક;
વરતોને વરતોરે હદમાં રહી હરઘડીરે,
હરજીવન નીતિ રાખો ટેક વિવેક. જય જય. ૪

---

## પદ ૧.

### રાગ પ્રભાત. ભૈરવ રાગમાં.

જાગો સત્યનારાયણ સ્વામી, ઉઠોને આળસ મોડીરે;
તેત્રીશ કોટી દેવો આવ્યા, દરશન કાજે દોડીરે. જાગો. ૧

શિરે જટા અંગે ભસ્મ બિરાજે, આવ્યા શંકરસ્વામીરે;
બ્રહ્મા આવી વેદ ભણે છે, જાગો અંતરજામીરે. જાગો. ૨

ગાયક આવી ગાન કરે છે, વાજાં વિધ વિધ વાગેરે;
માગણ જનની ભીડ થઇ છે, દાન દક્ષણા માગેરે. જાગો. ૩

જાગોને જશોદાના જાયા, માયા તમારી મોટીરે;
હરજીવનના જીવન જાગો, કરૂં પ્રણામો કોટીરે. જાગો. ૪

## પદ ૨.

### રાગ ચાલુ.

ઉઠો સત્યનારાયણ સ્વામી, અરપું હું જળની ઝારીરે;
દાતણ પાણી દયાળુ કરવાં, થઈ છે સૌ તૈયારીરે. ઉઠો. ૧

ઉષ્ણોદક ઉકળ્યું છે આજે, નવરાવું બહુ નામીરે;
મરદન કરૂં પ્રભુ અત્તર તેલે, સત્યનારાયણ સ્વામીરે. ઉઠો. ૨

બહુ નામી ઢાળ્યો છે બાજઠ, બીરાજે બળવંતારે;
સચરાચરના સ્વામી સાચા, નાથ તમે છો નિયંતારે. ઉઠો. ૩

કુમ કુમ ચંદન કેશર કેરાં, ત્રીકમજી તીલક કરવાંરે;
હરજીવન હરિ ચરણકમળમાં, ધ્યાન નિરંતર ધરવાંરે. ઉઠો. ૪

## પદ ૩.

### રાગ ચાલુ.

સત્યનારાયણ સાચા મારે, અવર સરવ છે કાચુંરે;
રટણ કરૂં રઘુવરનું નિશદિન, ધ્યાન ધરી ઉર રાચુંરે. સત્ય. ૧

માત તાત ને ભ્રાતા ભગની, પતિ પત્ની ને પુત્રરે;
એ સૌ નારાયણ છે મારે, મારૂં એ ઘર સત્રરે. સત્ય. ૨

હીરા મોતી ઝવેર માણક, સોનું રૂપું સૌ નાણુંરે;
સત્યનારાયણ સ્વામી મારે, ભર્યા ભંડારો જાણુંરે. સત્ય. ૩

કાયા વાણી ને મન અરપું, સત્યદેવ સ્વામીનેરે;
હરજીવન તજી રાગ દ્વેષને, જપું અંતરજામીનેરે. સત્ય. ૪

## પદ ૪.

### રાગ ચાલુ.

સમરથ સ્વામી સત્યનારાયણ, કૃપાવારિ વરસાવોરે;
સવિતા તેજસ્વિ મુજ મનમાં, અખંડ જ્યોતિ આવોરે. સમરથ. ૧

મનનો મેલ મટાડી માધવ, સ્વચ્છ અંતર મુજ કરજોરે;
અંતરજામી સત્યનારાયણ, ચરણકમળ પછિ ધરજોરે. સમરથ. ૨

ભક્તિભાવ ભગવંત હું માગું, નીતિને ચીલે ચાલુંરે;
પર ઉપકાર કરી પરમેશ્વર, આનંદે જગમાં માલુંરે. સમરથ. ૩

એ વર દ્યો વરદાતા વિઠ્ઠલ, વ્હાલ કરીને વ્હાલારે;
હરજીવન માગે કરી વંદન, નટવર વર નંદલાલારે. સમરથ. ૪

# આરતીઓ.

## આરતી ૧.

### રાગ ભૈરવ.

જય જય જગદીશ ઈશ, સત્યદેવ સ્વામી;
જય કૃપાળ શ્રીગોપાળ આપ અંતરજામી. જય જય. ૧

જય શ્રીસત્યનારાયણ, આરતી ઉતારૂં;
મંગળમય મૂર્તિ કરો મંગળ પ્રભુ મારૂં. જય જય. ૨

દીનદયાળ ભક્તપાળ ગોવરધનધારી;
જય જય શ્રીકૃષ્ણદેવ કુંજના વિહારી. જય જય. ૩

ચરણ શરણ રાખો મને, વિનતિ સ્વિકારી;
હરજીવનનું જીવન ગિરિવરધારી. જય જય. ૪

## આરતી ૨.

### રાગ ચાલુ.

આરતી ઉતારૂં પ્રભુ આરતી ઉતારૂં,
સત્યદેવ ઉપર હું તો તન મન ધન વારૂં. આરતી. ૧

કૃષ્ણદેવ કૃષ્ણદેવ જય કૃપાળુ સ્વામી,
માધવ મુકુંદ જય જય ગરુડાગામી. આરતી. ૨

લક્ષ્મીનાથ ગોપીનાથ શ્રીપતિ મોરારી,
વિશ્વનાથ વિશ્વનાથ વિશ્વના વિહારી. આરતી. ૩

ચંદન કુમકુમ કેશર આપ્યાં એક નારી,
હરજીવન કુબડી કુબ્જા પામી રૂપ ભારી. આરતી. ૪

## પદ ૩.

### રાગ ચાલુ.

નારાયણ નારાયણ જય જય જગરાયા,
ભક્તને ન પીડે પ્રભુ નાથ તારી માયા. નારાયણ. ૧

કરૂં કપુર આરતી હું દીનબંધુ દેવા;
સુરનર મુનિવર કરે અખંડ સેવા. નારાયણ. ૨
વેદ કરે ગાન તાન અપ્સરાઓ નાચે,
ઋષિ મુનિ ધ્યાન ધરી હૃદયમાં રાચે. નારાયણ. ૩
ગોપીકા ઉદ્ધારી નાથ કંસ ક્રૂર માર્યો;
હરજીવન શ્રીહરિ જય પ્રલ્હાદ ઉગાર્યો. નારાયણ. ૪

## આરતી ૪.

### રાગ ચાલુ.

આરતી ઉતારૂં પ્રભુ મંગળ હું ગાઉં;
સત્યનારાયણ ચરણ શરણ સદા ધાઉં. આરતી. ૧
કનક થાળમાં કપુર ધૂપ દીપ દેવા;
જય જય શ્રીસત્યદેવ માગું સદા સેવા. આરતી. ૨
ભવબ્રહ્માદિ દેવ સદા સ્તવનગાન ગાતા;
ચરણ શરણ ઋષિ મુનિ ધ્યાન ધરી ધાતા. આરતી. ૩
સત્યદેવ સત્યદેવ નારાયણ સાચા;
હરજીવન વંદે કાયા મનસાવડે વાચા. આરતી. ૪

## પદ ૫.

### રાગ ચાલુ.

આરતી આનંદકારી શ્રીનારાયણ આરતી આનંદકારી,
સચરાચરમાં વ્યાપક છો વિભુ, જય જય કુંજવિહારી;
આરતી આનંદકારી. ૧
શેષ મહેશને ગણપતિ ગાતા, ધ્યાન બ્રહ્માજી ધરે છે,
શુક સનકાદિક ઋષિ મુનિ મંડળ, નિશદિન સ્તવન કરે છે;
આરતી આનંદકારી. ૨
નારાયણનાં ગમ ન નિગમને, જય જય વિશ્વવિધાતા;
ષટ દરશન પણ ખોળે તમને, નારાયણ પિતુ માતા;
આરતી આનંદકારી. ૩
નિરગુણ સગુણ નિયંતા સ્વામી, આપ છો અક્ષરધામી;
હરજીવનને ચરણ શરણમાં, રાખો અંતર જામી.
આરતી આનંદકારી. ૪

## આરતી ૬.

રાગ બિલાવર.

" નમું જગદીશ્વર પ્રભુ પરમેશ્વર પર પદ મંગળદાતા. " એ રાગ.

જય નારાયણુ જયજગકારણુ, જય જય વિશ્વવિધાતા,
જય જય સ્વામી સત્યનારાયણુ, ઋષિ મુનિ મંગળ ગાતા.
જય નારાયણુ. ૧

મંગળ આરતી સુખ કર સ્વામી, જય જય જય પિતુમાતા;
સત્યદેવ છો અંતરજામી, જનને શાંતિ દાતા.
જય નારાયણુ. ૨

ત્રિવિધિ તાપ સંતાપ મટે સૌ, દર્શન દ્યો સુખદાતા;
કંચન થાળમાં કપુર આરતી, ઊતારૂં જગ ત્રાતા.
જય નારાયણુ. ૩

જય જય જય સુરનર મુનિ બોલે, નારદ યશ ગુણું ગાતા;
હરજીવનને સત્યનારાયણુ, આપો અંતર શાતા.
જય નારાયણુ. ૪

## આરતી ૭.

રાગ સારંગ.

સત્યદેવની કરીએ આરતી શ્રીસત્યદેવની કરીએ;
સત્યનારાયણુ સ્વામીને નિરખી અધિક અંતરમાં ઠરીએ.
આરતી શ્રીસત્યદેવની કરીએ. ૧

કાનમાં કુંડળ મકરાકાર શોભે, શિરપર છે પેચ સોનેરી;
કેશરી તિલક શોભે અતિ સુંદર, આડ્ય છે કુમકુમ કેરી.
આરતી શ્રીસત્યદેવની કરીએ. ૨

જરકશી જામો સુંદર શોભે, પીળાં પીતાંબર અંગે;
ઉપરણી ઓઢી અતિ ઉત્તમ, નારાયણુ નવરંગે.
આરતી શ્રીસત્યદેવની કરીએ. ૩

કરમાં કંકણુ બાંહે બાજુબંધ, હૈડે હીરાના હાર;
સત્યનારાયણુ સ્વામીજી તમને, નમી કરૂં નમસ્કાર.
આરતી શ્રીસત્યદેવની કરીએ. ૪

ધૂપ દીપ શ્રીસત્યદેવને, ભોજન ભાવે આપું;
હરજીવન શ્રીનારાયણનું, ધ્યાન કરી દુઃખ કાપું;
આરતી શ્રીસત્યદેવની કરીએ. ૫

## આરતી ૮.

રાગ ઝૂલની દેશી.

આરતી સત્યનારાયણ સ્વામી,
આજ ઉતારૂં હું અંતરજામી. આરતી. ટેક.
શેષ મહેશ શારદા માતા,
ઋષિ મુનિ નિશદિન હરિગુણ ગાતા. આરતી. ૧
બ્રહ્મા પાઠ ભણે બહુ ભાવે,
શુક સનકાદિક દરશન આવે. આરતી. ૨
ઈંદ્રાદિક આરતી ઉતારે,
શંકર ધ્યાનમાં નિશદિન ધારે. આરતી. ૩
દાનવ માનવ દેવ ભજે છે,
વારે વારે ઓવારણાં લે છે. આરતી. ૪
જય જય સત્યનારાયણ સ્વામી,
જય જય શ્રીપ્રભુ અંતરજામી. આરતી. ૫
હરજીવન હરિચરણે લાગે,
ભક્તિ સદા ભગવંતની માગે. આરતી. ૬

## આરતી ૯.

"જે આદ્યા શક્તિમા, જે આદ્યા શક્તિ,—" એ રાગ.

સત્યદેવ સ્વામી, જય જય સત્યદેવ સ્વામી;
સત્યનારાયણ આપે, છો અંતરયામી. જય જય સત્ય. ટેક.
અખિલ વિશ્વના નાથ, સુખકર છો ભરતા;
કોટિ કોટિ બ્રહ્માંડો છો કેશવ કરતા. જય જય સત્ય. ૧
રામ કૃષ્ણ અવતાર ધરીને બહુ નામી,
ભાર ઉતાર્યો ભૂનો, સત્યદેવ સ્વામી. જય જય સત્ય. ૨

જળ ભૂસ્થળ નભ સ્થળમાં, વ્યાપ્યા મોરારી;
ચૈતન્યશક્તિ કૃપાળ, જગમાં વિસ્તારી. જય જય સત્ય. ૩

શેષશાયી ભગવાન, ધ્યાન ધરૂં તારૂં;
કર્પુર દિપક કરીને, આરતી ઉતારૂં. જય જય સત્ય. ૪

સત્યનારાયણ દેવ, રાખોને શરણે;
હરજીવન વંદે છે, હરઘડી તમ ચરણે. જય જય સત્ય. ૫

## આરતી ૧૦.

રાગ ચાલુ.

જય દેવ જય દેવ, નારાયણ નામી;
સત્યનારાયણ સ્વામી, નિરગુણ નિષ્કામી. જય દેવ. ૧

ક્ષમા કરો અપરાધ, પ્રભુ સરવે મારા;
વંદુ વારે વારે, જય જગદુદ્ધારા. જય દેવ. ૨

સત્યનારાયણદેવ, જય જય મોરારી;
અધમ અજ્ઞાની અનેક, નારી ઉદ્ધારી. જય દેવ. ૩

જય દત્તાત્રય દેવ, જય જય રઘુરાયા;
ભક્તોથી ભય પામે, મોહક તમ માયા. જય દેવ. ૪

કેશવ કૃપાનિધાન, કરુણા પ્રભુ કરજો;
સેવકજનને સ્વામી, સુખ સંપત ભરજો. જય દેવ. ૫

હરજીવન તમ દાસ, વિનતિ ઉચ્ચારી;
અંતે અંતરજામી, લેજો ઉદ્ધારી. જય દેવ. ૬

## આરતી ૧૧.

"ક્યાં ગયો પેલો મોરલીવાળો." એ રાગ.

આનંદ આનંદ આજ આરતી, કરૂં નારાયણનામીરે;
સત્યનારાયણ સમરથ સાચા, શ્રીનારાયણ સ્વામીરે.
આનંદ આનંદ આજ આરતી. ૧

જય નારાયણ જય જગકારણ, દુખડાં નાંખો વામીરે;
કનક થાળમાં કરૂં આરતી, પ્રેમ પ્રભુનો પામીરે.
આનંદ આનંદ. ૨

જય જગકારણ ધરણી ધારણ આપ છો અક્ષરધામીરે;
ડમ ડમ ડમ ડમ ડમરૂ બજાવી, સેવે શંકર સ્વામીરે.
આનંદ આનંદ. ૩

ઢમ ઢમ ઢમ ઢમ ઢોલ વાગતાં મૃદંગમાં નહિ ખામીરે;
થનનન થનનન નાચે અપ્સરા, શ્રીનારાયણ સ્વામીરે;
આનંદ આનંદ. ૪

ઘણુણુણ ઘણુણુણ ઘંટા વાગે, જય જયકાર ત્યાં જામીરે;
ભેર ભૂંગળ છે ધ્વની શંખના, જય નારાયણ નામીરે.
આનંદ આનંદ. ૫

તાંડવ નૃત્ય કરે છે કિન્નર, જય જય અંતરજામીરે;
હરજીવન જગજીવનમાં મુજ વૃત્તિ રહો વિરામીરે.
આનંદ આનંદ આજ આરતી કરૂં નારાયણનામીરે. ૬

---

## વિજ્ઞપ્તિ.

### દીંડી.

સત્યનારાયણ સત્યદેવસ્વામી,
વિભુ વિશ્વનાથ નાથ બહુ નામી;
લીધાં મચ્છ કચ્છ ને વરાહ રૂપ,
કપિલદેવ થયા રામ રૂડા ભૂપ. સત્ય. ૧

વાસુદેવ કૃષ્ણ નામ છે તમારૂં,
'ખુદા' નામ 'ગોડ' નામ એક ધારૂં;
બ્રહ્મદેવ સદા શિવ શંભુ નામ,
વિષ્ણુ વ્યાપક છો આપ સર્વ ઠામ. સત્ય. ૨

અરિહંતને મહંત સંત આપ,
ઋષિ મુનિ વિષે છે આપનો પ્રતાપ;
વેદશાસ્ત્ર ને પુરાણો ગુણ ગાય,
જોગી ભોગી પ્રભુ ધ્યાન વિષે ધાય. સત્ય. ૩

પોલ પવન પાણી પૃથ્વી ને પ્રકાશ,
સત્યદેવ વસ્યા સર્વ વિષે વાસ;
ચંદ્ર સૂર્ય અગ્નિ વિષે તેજ ચારૂ,
સત્યનારાયણ દેવ છે તમારૂં. સત્ય. ૪

થયા પેગંબરો તીર્થંકરો જેહ,
પુરો પાર નથી પામી શક્યા તેહ;
ઋષિ મુનિ રૂડા આચાર્ય જે ગણાય,
માપ કો થકી ન આપનું મપાય. સત્ય. ૫
નામ રૂપ માયા મોહનો આભાસ,
અસ્તિ ભાતિ પ્રિય દેવ અવિનાશ;
ગગન ઘૂંમટ વિષે તેજનો પ્રકાશ,
અહો વીજ વિષે વસ્યા અવિનાશ. સત્ય. ૬
તીરથ તપ વ્રતો વિષે રહ્યો પ્રતાપ,
સત્યનારાયણ સર્વ સ્થળે આપ;
સૂત્ર મણિ વિષે રહ્યું છે વ્યાપી જેમ,
અખિલ વિશ્વ વિષે વિષ્ણુ રહ્યા તેમ. સત્ય. ૭
શબ્દ સ્પર્શ રૂપ ગંધ રસે જ્ઞાન,
સત્યદેવની સત્તાથી થાય ભાન;
સ્થાવર જંગમમાં વસ્યા વિશ્વનાથ,
વંદુ સત્યદેવ જોડું ઉભય હાથ. સત્ય. ૮
ભસ્મ કાષ્ટ મેરુ લોહ અને ઘાસ,
વ્યાપક વિષ્ણુનો છે સર્વ સ્થળે વાસ;
અંતરયામીનો છે અંતરે ઉજાસ,
સત્યદેવતણો સર્વમાં પ્રકાશ. સત્ય. ૯
સગાં માત તાત ભ્રાત ઇષ્ટમિત્ર,
સત્યનારાયણ દેવ છો પવિત્ર;
દેહ ચિત્ત દ્રવ્ય સત્યદેવ એક,
રમો રમત નામ રૂપથી અનેક. સત્ય. ૧૦
સત્યનારાયણ આપની ઇચ્છાય,
સુરત સુરત ઉદય અસ્ત સર્વ થાય;
સત્યનારાયણ આપને પ્રણામ,
આપ સચ્ચિદ આનંદ પૂરણ કામ. સત્ય. ૧૧
સત્યજ્ઞાન ને અનંત બ્રહ્મરૂપ,
અખિલ વિશ્વના આનંદરૂપ ભૂપ;
આપ અમૃતનો સર્વ સ્થળે ભાસ,
શાંત શિવ દેવ આપનો પ્રકાશ. સત્ય. ૧૨

દેવ દ્વૈત ને અદ્વૈત સર્વ એક,
જનો સમજી શકે હોય જો વિવેક;
નિરાકાર ને સાકાર વિષે રામ,
પરિપૂર્ણ છો ન ઠાલું કોઈ ઠામ. સત્ય. ૧૩
સત્યદેવતણો ભય ધરી અપાર,
મેઘરાય કરે જળતણી જ ધાર;
સત્યદેવતણો ભય અને પ્રસાદ,
પામી સૂર્ય તપે છોડીને વિવાદ. સત્ય. ૧૪
ભય પામી સત્યદેવનો અપાર,
ધરા ફરે લેઇ વિશ્વતણો ભાર;
પુષ્પથાળ ભરી અરપે વારવાર,
પૃથ્વી પૂજન કરે ષોડષોપચાર. સત્ય. ૧૫
સત્યનારાયણ ભય તમારો નાથ,
પામી વાયુ વાય વેગે ધરા સાથ;
સત્યનારાયણ જો કરો કૃપાય,
વદે મુગાં પંગુ પ્હાડ ચઢી જાય. સત્ય. ૧૬
કરો કોપ કે પ્રભુજી જો કૃપાય,
રાય રંક થાય રંક થાય રાય;
સત્યનારાયણ દેવની ઇચ્છાય,
સ્થળ વિષે નીર જળે ધરા થાય. સત્ય. ૧૭
સત્યનારાયણ દેવ છો મહાન,
વેદ ચાર કરે અહોનિશ ગાન;
ચતુર છો અનંત સેવે સંત સર્વ,
ટાળો સત્યદેવ ગર્વી તણા ગર્વ. સત્ય. ૧૮
સત્યનારાયણ દેવ છો પવિત્ર,
ધન્ય ધન્ય શોભે આપનાં ચરિત્ર;
નામ નાથજી તમારૂં આપે લાભ,
ખલક પલકમાં રચ્યાંછે અવની આભ. સત્ય. ૧૯
સત્યનારાયણ દેવ મારે એક,
યોગ્ય પૂજવાને એ જ મને ટેક;
અધિક કોઇ નથી એ સમાન એ જ,
ભક્તિભાવથી ભજન યોગ્ય તે જ. સત્ય. ૨૦

માયા મોહથી ઉગારો મને નાથ,
થાય ભક્તિ જેથી ઉભય જોડું હાથ;
દયાસાગરા દયાળુ ક્ષમાવંત,
ધન્ય ધન્ય વદે સંત ને મહંત સત્ય. ૨૧
અંત સમય સ્હાય સત્યદેવ થાય,
કૃપાદષ્ટિ થકી પાપ સર્વે જાય;
સત્યનારાયણ આપવાને સ્હાય,
શત્રુ દ્રવ્ય દેઈ આવી નમે પાય. સત્ય. ૨૨
કરે કોપ સત્યદેવ જો લગાર,
મિત્ર સાહ્યતા ન આપે તલભાર;
સત્યનારાયણ આપનો આધાર,
સ્હાય માગું મને તારી કરો પાર. સત્ય. ૨૩
આપ વિના હું ન ઇચ્છું કોઇવાર,
અન્ય પુરુષતણો આશ્રય લગાર;
મને શુદ્ધ પંથ આપજો કૃપાળ,
ઇચ્છા આપની પ્રમાણે ચાલું બાળ. સત્ય. ૨૪
આપ નિસ્પૃહ છો નેટ દીનાનાથ,
સર્વ તંત્ર પ્રભુ આપને જ હાથ;
નથી આશ્રય આધાર તને કોય,
તને સ્વાર્થ લેશ કોઇમાં ન હોય. સત્ય. ૨૫
નમે સર્વ જનો કરે નમસ્કાર,
પ્રભુ આશ્રયનો ઇચ્છતા આધાર;
જન્મ જરા મરણ આપને ન એક,
કળે કો નહિ અગમ્ય આપ છેક;
ચિત્ત ઇંદ્રિયે ।ન પામે પ્રભુ પાર,
નાશ કો થકી ન શ્રીહરિ થનાર. સત્ય. ૨૬
સ્તુતિ પ્રાર્થના કરે છે પ્રાણી જેહ,
અંગીકાર સત્યદેવ કરો તેહ;
પ્રભુ પાળનાર દેવ છો મહેશ,
શોભા વિશ્વનાથ આપની વિશેષ. સત્ય. ૨૭
ધન્યવાદ તને જગત–માતતાત,

સત્યનારાયણ વિનવીં વદું વાત;
ચિત્ત દેહ વચનવડે સત્ય નામ,
સત્યનારાયણ દેવને પ્રણામ. સત્ય. ૨૮
સત્યનારાયણ સ્વામીતણા ભક્ત,
હોય પ્રિય પ્રભુને જ જે વિરક્ત;
કરૂં હું પ્રણામો તેમને હજાર,
વંદી વાર વાર કરૂં નમસ્કાર. સત્ય. ૨૯
સત્ય વ્રત મને આપજો દયાળ,
શિયળ પાળવાની બુદ્ધિ વિશ્વપાળ;
નીતિ ભક્તિમાં આસક્તિ મને થાય,
લોક કલ્યાણમાં ચિત્ત મારૂં જાય. સત્ય. ૩૦
કામ ક્રોધ લોભ મોહના વિકાર,
ટાળી નાથ મને તારી કરો પાર;
હરો ત્રિવિધ તાપ પાપ ને સંતાપ,
વસો હૃદય વિષે વાસ પ્રભુ આપ. સત્ય. ૩૧
સત્યનારાયણ ધરૂં તમારૂં ધ્યાન.
ત્રિવિધ વિદ્યા ઇચ્છું બ્રહ્મતણું જ્ઞાન;
સુજન સંગતણો રંગ રહે નિત્ય,
પ્રાણીમાત્રતણું ઇચ્છું સદા હિત. સત્ય. ૩૨
રિદ્ધિ સિદ્ધિ નવ નિદ્ધિ દેજો નાથ,
અંત સમય ગ્રહોને મુજ હાથ;
સુખશાંતિને સ્વધર્મ વિષે પ્રેમ,
આપી સત્યદેવ કરો કુશળ ક્ષેમ. સત્ય. ૩૩
ગાઉં દંડી છંદ પ્રભુ પ્રસન્ન થાય,
અર્પું દેવને હું ચિત્ત વચન કાય;
કુશળ ક્ષેમ રહો સદા કચ્છ રાય,
વિજયરાયતણો વિજય સદા થાય. સત્ય. ૩૪
અધિક રાજતેજ ને પ્રતાપ થાય,
સત્યનારાયણ સદા રહો સ્હાય;
માગું મુખે એજ હરજીવનદાસ,
સત્યનારાયણ પૂર્ણ કરો આશ. સત્ય. ૩૫

# સન્નારીઓનાં રચેલાં પદ.

## પદ ૧.

રાગ પ્રભાત.

નામ ન ભૂલું મ હરિ હરકો, દિનભર નામ ન ભૂલું. ટેક.
નામ ન ભૂલું હૃદે શું ન વિસારૂં, ક્ષણું ક્ષણું હરિહર ધ્યાન ધરૂં.
નામ ન ભૂલું. ૧
હરિહરકી મેં કરૂં વિનતિ, સ્તુતિમેં રંગ ભીની ફરૂં.
નામ ન ભૂલું. ૨
મોહ માયા મનમેલ તજીને, ધીરજ ધરી હરિ ધ્યાન લગાવું.
નામ ન ભૂલું. ૩
ગુરુજીના ગુણ હૃદયમાં રટતી, ગદ ગદ કંઠથી પ્રેમરસ ચાઉં.
નામ ન ભૂલું. ૪
સંતનદાસનકી એ રટના, હૃદે ધરી દીનપર દયા કરો.
નામ ન ભૂલું. ૫
શુદ્ધ કરો મમ બુદ્ધિ શ્રીહરિ, મેરી સદ્ગતિ સર્વદા કરો.
નામ ન ભૂલું. ૬

## પદ ૨.

" જાગિયે બૃજલાલ કુંવર નંદકે દુલા. " એ રાગ.

ધન્ય કચ્છદેશ જ્યાં બિરાજ્યા છો આઈ;
ધન્ય આજ ભાગ્ય જાણું નાથ શરણ આઇ. ટેક.
સત્યદેવ સત્ય નામ, સત્ય હૃદે ધારી;
ચરણશરણ આવી હું, વિનતિ સુણો મારી. ધન્ય. ૧
સત્યની તો પત્ય રાખો સત્ય શરણ આઈ;
ધન્ય ભૂમિ એ જ માનું, સરવર સુખદાઈ. ધન્ય. ૨
હરિહરક્ષેત્ર રૂડું શંકર સનમુખ આઇ;
કૃપા કરો એ દાસ બોલે, ચરણ શરણ ધાઈ. ધન્ય. ૩
વિનતિ મારી માની લેજો આપ સનમુખ આઇ;
હરિદાસ સુત બોલે ચરણોમાં ધાઇ. ધન્ય.

## પદ ૩.

### શ્રી સોરઠી રાગ.

અવગુન તુમહી કાટો નાથજી દીનવત્સલ ભગવાન. ટેક.

તુમ જાણો મેરે અવગુણ પ્રભુજી, તુમહી કાઢો નાથ;
ભવસાગરમેં બહી જાત હું, બાંહ્ય ગ્રહેકી લાજ. અવ. ૧

કામ ક્રોધ મદ લોભ મોહસે રાખ લીજો દીનાનાથ;
બાંહ્ય પકડકે ગ્રહી લેજો તુમહી કીરપાનાથ. અવ. ૨

તુમહી માત તાત તુમહી પિતા, તુમહી બંધુ જગતાત;
તુમરે ચરનમેં આન પડી હું, વિઘ્ન હરો દીનાનાથ. અવ. ૩

તુંહી તુંહી પ્રભુ આઇ પોકારૂં, તુમ લગ મેરી દોડ;
તુમહી પ્રભુ મેરા આતમ પ્રાણ હો પંચભૂતમેં નિવાસ. અવ. ૪

અધમ ઓધારણ આપહી પ્રભુજી ભક્તવચ્છલ ભગવાન,
જે જીવ આવી શરણ પડે તેની સાહ્ય કરો રઘુનાથ. અવ. ૫

હું બાલક છું અલ્પ મતીનું, શું જાણું મહિમા ગુરુજીપ્રતાપ;
ગુણલા ગાઉં હાથ જોડીને, મહિમાવાળાછો આપ. અવ. ૬

## પદ ૪.

### રાગ ગરબાનો.

ધન્ય સત્યનારાયણ દેવનેરે. ટેક.

હારબંધ મંદિર બે ઓપતાંરે, સ્વામી સત્યનારાયણ નામ;
ધન્ય સત્યનારાયણ. ૧

સૌજન હરખથી નીરખતાંરે, જે છે સુંદર શ્રીઘનશામ.
ધન્ય સત્યનારાયણ. ૨

ભેર ભૂંગળ ને વાજાં ભલાં વાગતાંરે, થાયે ઝાલરના ઝણકાર;
ધન્ય સત્યનારાયણ. ૩

કરુણાદષ્ટિ કરીને નાથ જોઈ રહ્યારે, એનો મહિમા છે અપરંપાર
ધન્ય સત્યનારાયણ. ૪

એની સેવા થાય છે સદા શોભતીરે, સમે સમેનાં દરશન થાય.
ધન્ય સત્યનારાયણ. ૫

મન આતુર ને જીવ હરખાય છેરે, હરખે ગાયછે હરિનું સંતાન.
ધન્ય સત્યનારાયણ. ૬

## પદ ૫.

અમરબાઇનું રચેલું.

હરિહર નિરખનકું આઈ રે, આજ મેં તો સત્યનારાયણ નિરખનકું આઈ. ટેક.
ગૌરવદન હે મુખ હે લાલી, શંખ ચક્ર ગદા ધારી. આજ. ૧
જરકશી જામા પાઘ કસુંબી, વાંકી ભ્રૂકુટી સુહાઈ. આજ. ૨
હરિહર સેર હમીર સરની લેર્યો, ચતુર ભુજા ધારીરે. આજ. ૩
મન ઉમગ્યું ચિત્ત આતુર થઇ હું, આવી દરશનની અભિલાષીરે. આજ. ૪
ગુરુને પ્રતાપે ગાય ગંગાબા, ચરણકમળ ચિત્ત ધારીરે. આજ. ૫

## પદ ૬.

રાગ ધોળ.

હરિ ઘેર આવ્યા શ્રીખેંગાર ભુજ ભોમી ફૂલી રહી. ટેક.
બાગો ફૂલ્યા વાડી ફૂલી ફૂલ્યાં સબ વન રાય. ભુજ. ૧
ભુજ ભોમીના લોકો ફૂલ્યા ફૂલ્યાં આશુબામાય. ભુજ. ૨
ગવરી ગાયનાં છાણ મંગાવો, આંગણીયાં લીંપાવો;
જમનાજીના લોટા મગાવી, ચંદન ચોક પુરાવો. ભુજ. ૩
ઘરે આવ્યા બા સાહેબના વીરા, ખેંગારરાય સિંહાસને બેઠા.
ક્યણુબા ચમર ઢળાવે, બાસાહેબબા નયણે નીરખે. ભુજ. ૪
માધુબા સિંહાસન બેઠા, મનુબા ચમર ઢરાવે;
ગંગાબા નયણે નિરખે, હૈયે હરખ ન માય. ભુજ. ૫
પહેલા નમિયા કલ્યાણેશ્વરને લાખેશ્વર સત્યનારાયણ;
માતા આશાપુરીને પ્રેમે નમિયા, સદાએ હોજો સહાય. ભુજ. ૬
નાનો જાલમસંગ પ્રેમે ભેટયા, ભીડયા હૈયા માંય;
નાનીએ મુખનાં મીઠડાં લીધાં, માનુની મંગળ ગાય, ભુજ. ૭
માધુબા કુમાર પધાર્યા, વિશેષ વાધી વધાઈ;
રાયખેંગારજી પધાર્યા પ્રેમે, હરિગુણ ગાવે હરિનાદાસ. ભુજ. ૮

## પદ ૭.

" કરિયે કૃષ્ણ ઉપાસના, " એ રાગ.

પૂરણ બ્રહ્મવિલાસમાં, પ્રગટયા સત્યનારાયણ;
સતચીત આનંદ ઉમંગ્યા, દરશન દીધાં દયાળ. પૂરણ. ૧
નાની બાને ઓદર અવતર્યા, બહાદુર રાયખેંગાર;
રાજા યુધિષ્ઠિર જેવા થયા, એના પુણ્યનો નહિ પાર. પૂરણ. ૨
ખેંગારરાયે તેડાં મોકલ્યાં, પધારો સત્યનારાયણ;
ઉતરાખંડેથી આવીયા, બિરાજ્યા ભુજ ભોમી માંહ્ય. પૂરણ. ૩
દેશ દેશના કડીઆ તેડાવિયા, મંદિર બનાવ્યું સાર;
મંડપ રચ્યો રૂડી રીતથી, શોભાનો નહીં પાર. પૂરણ. ૪
વિપ્ર વરૂણીએ વરાવીયા, જમાડયા દૂધ ને પાક;
દક્ષણા દીધીરે અતી ઘણી, પોષાંગનો નહિ પાર. પૂરણ. ૫
ગંગાબાને ઓદર અવતર્યા, કુંવર લખપતરાય;
મહા જોગેશ્વર મુનિ થયા, શ્રીશંકર અવતાર. પૂરણ. ૬
સંવત્ છપનાની સાલમાં, ઉત્તમ ફાગણ માસ;
સ્થિર કરીને સ્થાપિયા, સાતમને બુધવાર. પૂરણ. ૭
ખેંગારરાય ને કરણસિંહ પધારીયા, માધુભા મનુભાની જોડ;
પ્રેમે કરી પાયે નમ્યા, દાન દેઇને પૂર્યા કોડ. પૂરણ. ૮
ગંગાબાએ ઉતારી આરતી, ભેગાં બાસાહેબબા સાથ;
કુંવારી તખતબા બિરાજતાં, રતનબાએ જોડયા હાથ. પૂરણ. ૯
ધૂપ દીપ નૈવેદ્ય કીધાં, મોતી પુષ્પે વધાવીયા;
વિધવિધના મેવા મંગાવી સત્યદેવને જમાડીયા. પૂરણ. ૧૦
આધુબા ને મોટાંબા પધારીયાં, આવ્યાં દરશનને કાજ;
દયા કરી દરશન આપીયાં, સત્યદેવ મહારાજ. પૂરણ. ૧૧
જરકશી જામા પેરીયા, ફેંટો કસુંબલ સાર;
શાલ દુશાલા ઓઢીયા, પામરીનો નહિ પાર. પૂરણ. ૧૨
મુસ્તક મુગટ જડાવ છે, કુંડળ છે મકરાકાર;
હેમકડાં શોભે હાથમાં, ગળે ગુંજાના હાર. પૂરણ. ૧૩
બાંએ બાજુબંધ બેરખા, પોંચી રતન જડાવ;
કેડે શોભે કટિમેખળા, ઝાંઝરનો ઝમકાર. પૂરણ. ૧૪

સેવકે સેવા બજાવીને, શણગારે ધર્યા શુભનામ;
સંત આવ્યા દરશન કારણે, પ્રીતે કરે પ્રણામ. પૂરણ. ૧૫
માંડવીથી હરિજન તેડાવીયા, આવ્યા રાજ દરબાર;
ગંગાબાએ જ્ઞાનગોષ્ટિ કરી, રતનબાઇ દે બોધ તેવાર. પૂરણ. ૧૬
જાલમસંગજીનું કુળ અજવાળિયું, કર્યાં પરિપૂરણ કામ;
દેશ પરદેશે પ્રગટ થયું છે, અવિચળ રાખ્યું છે નામ. પૂરણ. ૧૭
ધન ધન ગંગાબા ઝાલી તમને, બુદ્ધિનો નહિ પાર;
ધન જે જનનીની કુખે જનમીયાં, ધન તમારો અવતાર. પૂરણ. ૧૮
સત્યનારાયણના ગુણ વરણવ્યા, ગાય ડિમરબાઇ દાસ;
ગાય શીખે જે સાંભળે, રાખજો ચરણની પાસ. પૂરણ. ૧૯

## પદ ૮.

## શ્રીસત્યનારાયણનો થાળ.

આરોગોને સત્યનારાયણ સ્વામીરે,
વાલા વિશ્વના અંતરજામી. આરોગો. ટેક.
મેં તો શેરીએ સામૈયાં કીધાંરે,
ધોઇ ચરણ ચરણામૃત પીધાંરે;
મારા વાલાનાં વારણાં લીધાં. આરોગો. ૧
શેરીં ગલીંએ સામળીયો સધાવ્યારે,
ભુજવાસીએ મોતીડે વધાવ્યારે;
વા'લો ભક્તતણે મન ભાવ્યા. આરોગો. ૨
લાવી શીતળ કળશ સુગંધીરે,
નવરાવ્યા છે નટવર રંગીરે;
પહેરો પીતાંબર પીતરંગી. આરોગો. ૩
કીધી રસોઇ રૂડી રીતેરે,
પાતળિયાજી જમજો પ્રીતેરે;
ગુણ ગાઉં મધુર રીતે. આરોગો. ૪
શીરોપુરી ને શેવ સુંવાળીરે,
લાડુ લાપશી છે તળધારીરે;
મારા વાલાજી જમજો વારી. આરોગો. ૫
બરફી પેંડા ને બાસુંદીરે,
મગદળ ને વળી મેસુંદીરે;

મારા વાલાજી જમજો બુંદી. આરોગો. ૫
રસ કીધો છે આંબા ધોળારે,
ઘૃત સાકર છે માંહિ ભેળારે;
પુરી ઘઉંની છે ઘીમાં બોળી. આરોગો. ૭
દહીં ભાગીને કીધી કઢીરે,
આગળ મેલું સુંદર ફૂલવડીરે;
કીધાં કારેલાં કાચલી તળી. આરોગો. ૮
આદુ લીંબુનાં કીધાં અથાણાંરે,
રાઇ મેથીનાં દીધાં સંધાણાંરે;
તળ્યા પાપડ તાજા આણ્યા. આરોગો. ૯
છપ્પનભોગ જમો મારા નાથરે,
કીધા કેશરના દૂધપાકરે;
મેલ્યા વાડકા ભરી શાક. આરોગો. ૧૦
મેં તો મંગાવી જળની ઝારીરે,
કરો આચમન ગિરિવરધારીરે;
મારા વાલા ઉપર જાઉં વારી. આરોગો. ૧૧
કાથો ચૂનો ને લવિંગ સોપારીરે,
બીડી બેશ છે પાનની સારીરે;
જાય ઉમરબાઇ બલિહારી. આરોગો. ૧૨

## પદ ૯.

### રાગ સાખીનો.

ગોકુલ આઠમના જનમીયા, ભુજ ભોમી માંહ્ય;
કચ્છ સૂરજ ઉગિયા, પ્રગટ્યા વિજયરાજ. ૧.
ગંગાબાને ઉદર અવતર્યા, બુદ્ધિના બળવંત;
દયાવાન દાતાર થયા, ખેંગારરાયના તન. ૨
બત્રિસ લક્ષણ આગળા, ચૌદ વિદ્યા ગુણજાણ;
છત્રીસ રાગ આળપે, વદન શશિ પરમાણ. ૩
સરસ સરસ શોભા બની, ત્રણ પહોરનો સાજ;
મન બલાસમાં મજા કરે, બેઠા પૃથ્વીરાજ. ૪
ખેંગારરાયના રાજમાં, રૈયત કરે આનંદ;
આશિષ દે છે અતિ ઘણી, જય હોજો સુખકંદ. ૫

અખંડ ટીલું તપો અવચિળ, રે'જો પૃથ્વીના પાલક;
તમે જુગ જુગ જીવો મહારાજ, કચ્છ ભુજના માલક. ૬
ખેંગારરાયના ગુણલા, ગાય હરિના દાસ;
દીનદયાળ દયા કરી, પુરો મનની આશ. ૭
ભૂલ ચૂક માફ કરોને, જાડેજીમા બા સાહેબ;
ગંગાબા ગુણવંત ઘણાં, પૂર્યા અમારાં લાડ. ૮
ઉગરબાઈ આનંદથી, આ પદથી ગુણ ગાય;
ગોવિંદગોરની બેટડી, લાસબાઇની છે માય. ૯

### પદ ૧૦.

રાગ ધોળ.

આનંદ મંગળ વધાવ્યાંરે, શ્રીસત્યદેવ પધાર્યારે. ટેક.
માર્ગ વિષે પુષ્પો વધાવ્યાં, મોતીડે વધાવ્યારે. શ્રીસ. ૧
મૂર્તિ મનોહર મંગળકારી, ભક્તોનાં દુઃખહારીરે. શ્રીસ. ૨
મહારાવશ્રીએ આરતી ઉતારી, પધરાવ્યા સુખકારીરે. શ્રીસ. ૩
ગંગાબાએ પ્રેમ ધરીને, કામ કર્યાં ઉપકારીરે. શ્રીસ. ૪
માધુભા યુવરાજ પધાર્યા, આનંદ ઉરમાં ભારીરે. શ્રીસ. ૫
બા સાહેબની ભક્તિ વિચારી, ભેટયા છે દેવ મુરારીરે. શ્રીસ. ૬
વેદ ભણંતા વિપ્ર જ આવ્યા, આશિર્વાદ ઉચ્ચાર્યારે. શ્રીસ. ૭
મહાજનો મંડપમાં આવ્યા, જયજયકાર જગાવ્યારે. શ્રીસ. ૮
નર નારી જે દર્શન આવે, કહે છે શ્રીબા ગુણધારીરે. શ્રીસ. ૯
દેવ દયાળ કૃપાનિધિ કેશવ, દાસ કર્યાં સુખકારીરે શ્રીસ. ૧૦

### પદ ૧૧.

"મન માને નહિ, સો ફેરા સમજાવું તોય શું થાય. એ રાગ."
ગુરુ પ્રસન્ન થયે, ઉરમાં ઇશ્વિર પૂરણ બ્રહ્મ જણાય;
ગુરુ ભક્તિ વિના, સુખ સંપત કે મુક્તિ કેમ પમાય. ટેક.
ગુરુ જ્ઞાનરૂપ ગુરુ દેવ હરિ, ગુરુ ગોવિંદમાં નહિ ભેદ જરી;
ગુરુ હરિપદ દે અજ્ઞાન હરી. ગુરુ પ્રસન્ન. ૧
ઉંકારથકી ગુણ વાત ઠરી, રૂકાર નામરૂપ વીણ હરિ;
શુભ રત્નચિંતામણિ દેહ ધરી. ગુરુ પ્રસન્ન. ૨
ગુરુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મળે, કોટિ કોટી જનમનાં પાપ બળે;
અતિ દુઃખ દ્વૈત ભય સર્વ ટળે. ગુરુ પ્રસન્ન. ૩
ગુરુ માત તાતથી અધિક ગણો, તેનો દયા અને ઉપકાર ઘણો;

છેડો લાવે ચોરાશી લાખતણો. ગુરુ પ્રસન્ન. ૪
ગુરુ ચરણકમલ આશ્રય પામી, થયા મુમુક્ષુજન જગ જસ નામી;
થયા જીવનમુક્ત સૌ દુઃખ વામી. ગુરુ પ્રસન્ન. ૫
કચ્છ માંડવીમાં જન રત્ન થયું, ધરી દેહ અને સુખ દુઃખ સહ્યું;
ગુણી ગંગામાં જઈ સ્નાન કર્યું. ગુરુ પ્રસન્ન. ૬
માટે શ્રદ્ધા ભક્તિ ભાવ ધરી, પામો સુખ ભજતાં સત્યદેવ હરિ;
કુંવરી મનુષ્ય જનમ નહિ આવે ફરી. ગુરુ પ્રસન્ન. ૭

## પદ ૧૨.

### રાગ બિહાગ.

નાસ્તિક નરને આસ્તિક કરતાં, ક્ષણું ન લાગે વાર;
અવર મત ત્યાં રહે ન ઉભો, જ્ઞાન વરશાની ધાર. ટેક.
લાગે બોધ જાય કુમતિહારી, સુખ પામે સંસાર;
કથા શ્રવણ કીરતનથી જનનો, થાય ખરે ઉદ્ધાર. નાસ્તિક. ૧
સ્વારથરહિત બોધ દે સૌને, જેથી જન કલ્યાણ;
નથી પુરુષ પૃથ્વીમાં એવા, બહુ થાતા નિરમાણ. નાસ્તિક. ૨
સંકલ્પ સર્વ શમાવે મનના, દેતાં જ્ઞાનનું દાન;
જેને પરકાજુ બુદ્ધિ પ્યારી, કોઈક એવા ગુણવાન. નાસ્તિક. ૩
દેહાસક્તિ દૂર કરાવી, દીધાં બહુ દષ્ટાંત;
નિજાનંદ સતચિદ્‌ઘન ન્યારો સમજાવ્યો સિદ્ધાંત. નાસ્તિક. ૪
પંડિત પુરાણી સજ્જન સૌકો, આવે શ્રવણને કાજ;
કાન પકડતા અનેક જુક્તિથી, સુણતાં એક અવાજ. નાસ્તિક. ૫
બોધ બેશ આપીને સૌને, પાયું અમૃતવારી;
કહે શ્રોતાજન સૌકો સાચી, અનુભવની બલિહારી. નાસ્તિક. ૬
સભાજન સૌ આવી નિત્યે, ગ્રંથ ગંગામાં નહાય;
ધારા ચાલે કમલવદનથી, સવા પહોર સદાય. નાસ્તિક. ૭
સ્તુતિ ને નિંદા તુલ્ય આપને, શત્રુ મિત્ર સમાન;
તોપણ અરપું શિષ્ય ધર્મથી, કાવ્ય કરૂં નિરવાણ. નાસ્તિક. ૮
શ્રોતાજન પ્રેમે કરે પ્રશંસા, વારે વારે જાય વારી;
સેવા મારી હે સ્વામીજી, લેશો આપ સ્વીકારી. નાસ્તિક. ૯
અલ્પમતી હું કેટલું વર્ણું, મુખથી કહ્યું નવ જાય;
ગુણિયલના ગુણ શું હું ગાઉં, પરમારથે છે દેહ સધાય. નાસ્તિક. ૧૦



# श्रीसत्यनारायणनी कथा.



## અથ પૂજા.

### ગરબી.

"પ્રગટચા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ." એ રાગ.

પ્રેમે નારાયણ પૂજીએરે લોલ. ટેક.

જય જય શ્રીગણપતિ દેવતારે લોલ,
પારવતીના પુત્ર શ્રીગણેશ જો;
રીદ્ધિને સિદ્ધિ ઘેર નારિયોરે લોલ,
પુત્ર લક્ષ લાભ શુભ વેશ જો. પ્રેમે નારાયણ. ૧

કરિયે આવાહન સૂર્યનુંરે લોલ,
સ્થાપીએ સાથે સોમજો;
બુધ ગુરૂ શુક્ર ને શનિ રે લોલ,
રાહુ કેતુ સાથે ભોમજો. પ્રેમે નારાયણ. ૨

ગણુપતિ ગોરીને પૂજીએરે લોલ,
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ જો;
લક્ષ્મી પૂજન કરો પ્રેમથીરે લોલ,
રહે ન દુઃખ લવલેશ જો. પ્રેમે નારાયણ. ૩

સંક્રાંતિ પૂનમ તિથિમાંરે લોલ,
હોય એકાદશી યોગ જો;
અનુકૂળ દિવસ આવતાંરે લોલ,
સાયંકાળનો જોગ જો. પ્રેમે નારાયણ. ૪

સ્નાનવડે શુદ્ધિ કરીરે લોલ,
જઇએ જ્યાં પૂજન સ્થાન જો;
પવિત્ર આસન પાથરીરે લોલ,
આચમન કરીયે પાનજો. પ્રેમે નારાયણ. ૫
ગણેશ ગૌરી વરૂણનેરે લોલ,
સ્થાપિને લાગીએ પાયજો;
સંકલ્પ શ્રદ્ધાથી કરીરે લોલ,
ધારણા ધ્યાન પછી થાયજો. પ્રેમે નારાયણ. ૬
સત્યનારાયણ શ્રીહરિરે લોલ,
પૂરણ બ્રહ્મ સ્વરૂપજો;
ધ્યાનમાં તે રૂપ ધારિયેરે લોલ,
અખિલ બ્રહ્માંડના ભૂપજો. પ્રેમે નારાયણ. ૭
પીળાં પીતાંબર પહેરિયાંરે લોલ,
જરકશી જામા સાથજો;
શિરપર શિરપેચ શોભતોરે લોલ,
બાંધ્યા બાજૂબંધ હાથજો. પ્રેમે નારાયણ. ૮
ઉપરણી અંગે શોભતીરે લોલ,
કુંડળ ઝળકે કાનજો;
બાંયે બાજુબંધ બેરખારે લોલ,
જય જય શ્રીભગવાન જો. પ્રેમે નારાયણ. ૯
ચંદન ચરચ્યાં છે ભાલમાંરે લોલ,
કેશર કુમકુમ રંગજો;
રત્નો જડયાં છે રૂડાં પોંચીએરે લોલ,
શોભે સુકોમળ અંગજો. પ્રેમે નારાયણ. ૧૦
શંખ ને ચક્ર ભુજા વિષેરે લોલ,
શોભે ગદા પદ્મ સારજો;
કેડે બાંધી છે કટીમેખળારે લોલ,
ઝાંઝરનો ઝમકારજો. પ્રેમે નારાયણ. ૧૧
હાર હીરાનો ઝળકતોરે લોલ,
કંઠે મોતીડાંની માળજો;
નેત્ર કમળ છે નિર્મળાંરે લોલ,
સુંદર ભાળ વિશાળજો. પ્રેમે નારાયણ. ૧૨

એવા પ્રભુજીને ધ્યાનમાંરે લોલ,
ધારીએ નિત્ય નિરધારજો;
અંતરમાં આરાધિયેરે લોલ,
કૃપા કરે કિરતારજો. પ્રેમે નારાયણ. ૧૩

સત્યનારાયણ દેવનુંરે લોલ,
અંતરે આવાહનજો;
જોતાં તેજોમય રૂપનેરે લોલ,
મનમાં થજો મગનજો. પ્રેમે નારાયણ. ૧૪

આસન પ્રભુજીને આપીએરે લોલ,
પખાળીએ પ્રેમે પાયજો;
અર્ઘ્ય ને આચમન આપીએરે લોલ,
સ્નાન કરે જદુરાયજો. પ્રેમે નારાયણ. ૧૫

વસ્ત્ર ને ઉપવીત અંગમાંરે લોલ,
ચંદન ચરચીયે ભાળજો;
અક્ષત પુષ્પને ધૂપથીરે લોલ,
પ્રેમે પૂજો ગોપાળજો. પ્રેમે નારાયણ. ૧૬

દીપ ને નૈવેદ્ય અરપોંરે લોલ,
આચમન ને તાંબુલજો;
દક્ષિણાને ફળ દીજીએરે લોલ,
હોય શ્રદ્ધા અનુકૂળજો. પ્રેમે નારાયણ. ૧૭

પ્રદક્ષિણાને પુષ્પાંજલીરે લોલ,
કોડે કરો નમસ્કારજો;
વંદન કરીએ વિષ્ણુનેરે લોલ,
જે છે જગદાધારજો. પ્રેમે નારાયણ. ૧૮

ભક્તિને ભાવે જળ અરપીએરે લોલ,
ફળ જળ પુષ્પ ને પત્રજો;
કૃપા કરી તે સ્વીકારશેરે લોલ,
વંદુ નારાયણ અત્રજો. પ્રેમે નારાયણ. ૧૯

મંત્રક્રિયા ભક્તિ વિનારે લોલ
પૂજ્યા મેં પરમાનંદજો;

પૂજા પૂર્ણ પ્રભુ કરોરે લોલ,
આપો ઉર આનંદજો. પ્રેમે નારાયણ. ૨૦

સત્યનારાયણ દેવનેરે લોલ,
નમી કરૂં નમસ્કારજો;
હરજીવનની વિનતિરે લોલ,
વારે વારે કરો વા'રજો. પ્રેમે નારાયણ. ૨૧

## કથાનો પ્રારંભ.

### અધ્યાય ૧ લો.

રાગ ચંદ્રાવળા " જે જે વૈકુંઠરાય. " એ રાગ.

અવધપુરીની પાસે રાજે નૈમિશારણ્ય મહાન;
શૌનક આદિક ઋષિ વસે ત્યાં, વિવેકી ને વિદ્વાન;
વિવેકીને વિદ્વાન મળ્યા જ્યાં, સૂતપુરાણી પધાર્યા છે ત્યાં;
તેમને પ્રશ્ન કરે ઋષિરાય, શાં વ્રતથી ફળ વાંછિત થાય?
સત્યનારાયણ દેવ. ૧

સાંભળવાની ઇચ્છા અમને, કથન કરો આખ્યાન;
ત્યારે સૂતપુરાણી બોલ્યા, આપ્યાં આદર માન;
આપ્યાં આદર માન વખાણી, સૂતપુરાણી બોલ્યા વાણી;
એક સમે નારદ ઋષિરાય, શ્રીકૃષ્ણજીને પડિયા પાય. સત્ય. ૨

નારદજીએ નમન કરીને, પ્રેમે પૂછ્યું પ્રશ્ન;
તે હું તમને કથન કરૂંછું, ઉત્તર આપે કૃષ્ણ;
ઉત્તર આપે કૃષ્ણજી કેવા, છે તમને સાંભળવા જેવા;
સાંભળતાં ઉર આનંદ થાય, મનનો મળ સરવે દૂર જાય. સત્ય. ૩

પ્રશ્ન પૂછતાં પહેલાં નારદ, મૃત્યુ લોકમાં જાય;
પરોપકારી વૃત્તિ જોઈ, સૌ જન ઉર હરખાય;
સૌ જન ઉર હરખાઇ ફરેછે, યોનિ અનેકમાં જન્મ ધરેછે;
કુકર્મ કરી પામે પરિતાપ, તે જોઈ નારદ પામ્યા તાપ. સત્ય. ૪

શો ઉપાય કરૂં હું જેથી, મનુષ્ય મેળવે સુખ;

ચાલ્યા વિષ્ણુ લોકમાં નારદ, ટાળવા જનનાં દુઃખ;
ટાળવા દુઃખ વૈકુંઠે પધાર્યા, સેવક જનના અરથો સાર્યા;
સત્યનારાયણ જ્યાં સાક્ષાત, દર્શન પામી થયા રળિયાત. સત્ય. ૫

શુક્લવર્ણ છે આયુધ ચારે, ચતુર ભુજમાં ચાર;
શંખ ચક્ર ને ગદા પદ્મથી, શોભે શ્રીમોરાર;
શોભે વનમાળા જે ધારી, સત્યનારાયણ દેવ મોરારી;
દરશનથી પરશન હરિ થયા, નારદ પ્રત્યે કીધી દયા. સત્ય. ૬

નારદ વદતા વાણી ને મન, તેથી આપ અતીત;
હે નારાયણ તમને મારા, નમસ્કાર છે નિત્ય;
નમસ્કાર સ્વીકારો સ્વામી, આપ અમારા અંતરયામી;
આદિ મધ્ય ન અંત છે જેને, નિર્ગુણ સગુણ નમું હું તેને. સત્ય. ૭

નિર્ગુણ છતાં સગુણરૂપ ધારી, ભાગી ભક્તની ભીડ;
વચન સુણી એ નારદ કેરાં, પૂછી તેની પીડ;
પૂછી પ્રભુએ વાત પ્રમાણી, નારદ પ્રત્યે બોલ્યા વાણી;
નારદ બોલો તમારી વાત, ઉત્તર આપીશ હું અવદાત[1]. સત્ય. ૮

શ્રીભગવાનની આજ્ઞા પામી, બોલ્યા નારદ મુન્ય;
મૃત્યુ લોકમાં મેં જઈ જોયું, ત્યાં તો સુખ છે શૂન્ય;
ત્યાં તો ક્લેશ વિશેષ મેં જોયો, દયા આવતાં અંતર રોયો;
ક્લેશ વિશેષ કરે જન પાપ, પામે જન્મમરણરૂપ તાપ. સત્ય. ૯

માટે તે જનનાં દુઃખ ટાળો, શોધી સરળ ઉપાય;
કૃપા કરી કંઈ શ્રવણ કરાવો, સૌને શાંતિ થાય;
શાંતિ સૌને ઘો મહારાજ, કરવાં સેવકનાં શુભ કાજ;
વચન સુણી વિશ્વંભર વદે, નારદ વાતો રાખજો રૂદે. સત્ય. ૧૦

કરુણા કરવી લોક ઉપર એ, સૌથી શુભ ઇચ્છાય;
જે વ્રત કરતાં પાપ સકળનો, નિશ્ચે નાશ જ થાય;
નિશ્ચે નાશ થશે સૌ પાપો, ટળશે મોહપીડા પરિતાપો;
એ વ્રતનો મહિમા છે મોટો, દેવ મનુષ્યમાં મળે ન જોટો. સત્ય. ૧૧

એ વ્રત કરતાં પુણ્ય ઘણું છે, દેવને દુર્લભ જાણ;
સ્નેહ તમારો જાણું સાચું, માટે વદું હું વાણ;

---

૧ નિર્મળ.

માટે સત્યનારાયણ સેવો, વ્રત્ત તેમનું મીઠો મેવો;
ઉત્તમ્ રીતે આદરી જાણે, વિધિયુક્ત તે સુખમાં માણે. સત્ય. ૧૨

મરણ પછી તે માણસ પામે, ઉત્તમ અક્ષરધામ;
શ્રદ્ધાથી જે વ્રત આદરે, લે નારાયણ નામ;
લે નારાયણ નામ નરહરિ, નારદ બોલ્યા સાંભળી ફરી;
તે વ્રતથી ફળ કેવાં થશે, વિધાન તેનું કેવું હશે ? સત્ય. ૧૩

પૂર્વે એ વ્રત કોણે કીધું, વિગતે વદજો વાત;
ક્યારે કરવું તે પણ વદજો, નારાયણ સાક્ષાત;
નારદજીનાં પ્રશ્ન રસાળ, સાંભળી બોલ્યા દીનદયાળ;
નારદ વ્રતમહિમા સાંભળે, મનવાંછિત ફળ નિશ્ચે મળે. સત્ય. ૧૪

સત્યનારાયણનું વ્રત ટાળે દુઃખ સકળ ને શોક;
તે ધન ધાન્ય ઉત્તમ ફળ આપે, થાય સુખી સૌ લોક;
થાય સુખી સ્ત્રી સંતતિ પામે, સૌભાગ્ય પામે જગમાં જામે;
સર્વે વિજય પુરુષો પામશે, શ્રદ્ધા થકી જો એ વ્રત થશે. સત્ય. ૧૫

સત્યનારાયણનું વ્રત કરિયે, રાખીને ઉપવાસ;
સાયંકાળ સમય હોય સારો, આવે સૌ હરિદાસ;
આવે બ્રાહ્મણ સૌ તે વારે, સગાં ઇષ્ટમિત્રો પણ ત્યારે;
પછી પૂજન પ્રેમે આદરિયે, સત્યનારાયણનું વ્રત કરિયે. સત્ય. ૧૬

ભાગ સવાયો ઘઉંનો રવો, ખાંડ કેળાં ને ઘૃત;
પૂજનમાં નૈવેદ્ય શીરાનું, અરપી કરજો વ્રત;
અરપીને એ વ્રત આદરિયે, ખાંડ કેળાં ઘૃત તેમાં ધરિયે;
ઘઉંનો રવો મળે નહિ જ્યારે, લ્યો ચોખાનો લોટજ ત્યારે. સત્ય. ૧૭

ખાંડને ઠામે ગોળ નાંખશો, તો પણ સરશે કામ;
સવાઇ ચીજો સરવે લેવી, આટો ખાંડ તમામ;
આટો સૌ શક્તિ પરમાણે, બ્રાહ્મણને દક્ષિણા તે ટાણે;
સત્યનારાયણ વ્રતની કથા, સુણતાં વાતો ન કરવી વૃથા. સત્ય. ૧૮

સગાં સંબંધી ઇષ્ટમિત્ર ને બ્રાહ્મણને દ્યો માન;
તેની સાથે શ્રવણ કથાનું, કરો ધરીને ધ્યાન;
કરો ઇષ્ટમિત્રો એ રાતે, ભાવે ભોજન સરવે સાથે;
બ્રાહ્મણને ભોજન દ્યો ભાવે, કથા સુણવા જે કોઇ આવે. સત્ય. ૧૯
સત્યનારાયણ પાસે પ્રેમે, કરો નૃત્ય ને ગાન;

એવી રીતે નદી કિનારે વા દેવાલય સ્થાન;
વા દેવાલય સ્થાનમાં ઠરો, સત્યનારાયણનું વ્રત કરો;
સત્યનારાયણ પૂરણકામ, ભજતાં પછી જાવું નિજધામ. સત્ય. ૨૦

આ રીતે આ વ્રત ભક્તિથી આણી આદર પ્રેમ,
કરતાં જન મન કામના પૂરણ થાશે કુશળ ક્ષેમ;
થાશે કુશળક્ષેમ એ રીતે, કળિયુગમાં વ્રત કરતાં પ્રીતે;
અનેક પીડાથી પીડાતા, એવા જનને કરશે શાતા. સત્ય. ૨૧

સરળ ઉપાય કળીમાં આ છે, સરળ રીતે તે થાય;
સંકટ મુક્ત થવાનો ઉત્તમ આ વ્રત છે ઉપાય;
આ વ્રત છે ઉપાય, એ રીતે, સ્કંદપુરાણમાં વરણવ્યો પ્રીતે;
રેવાખંડમાં રૂડી કથાય, હરજીવન એ પ્રથમ અધ્યાય. સત્ય. ૨૨

---

## અધ્યાય ૨.

### રાગ ચાલતો.

સૂતપુરાણી મહામતિ તે વદતા વાણી રસાળ,
કાશીક્ષેત્ર વિષે એક વસતો બ્રાહ્મણ મહાકંગાલ;
બ્રાહ્મણ નિર્ધન વાસ વસે છે, ક્ષુધા તૃષાથી વ્યાકુલ રહે છે;
સત્યનારાયણ સ્વામી તેવે, વૃદ્ધ વિપ્ર થઇ આવ્યા એવે. સત્ય. ૧

વિશેષ પ્રીતિ વિપ્ર ઉપર છે, એવા શ્રીભગવાન,
પ્રેમે પ્રશ્ન વિપ્રને પૂછ્યું, કેમ ફરે ભૂલી ભાન ?
કેમ ફરે તું દુખિયો આવો, કારણ મુજને સઘ બતાવો;
વર્ણવ્ય વાત વિપ્ર તું તારી, સાંભળવા ઇચ્છા છે મારી. સત્ય. ૨

વિપ્ર વદે હું અતી દરિદ્રી, માંગું છું ભિક્ષાય;
ઉપાય તેનો સઘ જણાવો, સંકટ દૂર પળાય;
સંકટ ટળવા વ્રત વદે છે, વૃદ્ધ વિપ્ર ત્યાં ઉત્તર દે છે;
સત્યનારાયણ સાચા સ્વામી, વ્યાપક વિષ્ણુ પૂરણ કામી. સત્ય. ૩

ઇચ્છિત ફળ તે કળિમાં આપે, પ્રેમે પૂજન થાય;
સત્યનારાયણ દેવને સેવે, આનંદ ઉર નવ માય;
આનંદે વૃદ્ધ વાત વદે છે, કરજે વ્રત બ્રાહ્મણને કહે છે;
વ્રત પૂજનનો છે મહિમાય, કરતાં કષ્ટ સકળ ઝટ જાય. સત્ય. ૪

ઘરડો બ્રાહ્મણ કથા કહે છે, વિધાન વિધિ શુભ પેર;
દરિદ્રી ઉપર કરી કરુણા, અંતર આણી મહેર;
અંતરધ્યાન થયા પછી પોતે, સત્યનારાયણ જોતે જોતે;
વિષે વિપ્રનો પલટી પધાર્યા, દરિદ્રીના સૌ અરથો સાર્યા. સત્ય. ૫
દરિદ્રી વળતો એમ વિચારે, કરવું મારે કેમ ?
પૂજન વ્રત કરૂં હું પોતે, તો રહું કુશળ ક્ષેમ;
તો રહું કુશળ જો વ્રત કરૂં, નિદ્રાને પણ હું પરહરૂં,
વિચારમાં રાત્રી વહી ગઈ, ઊગ્યો સૂર્ય સવાર જ થઈ. સત્ય. ૬
કરે સંકલ્પ વિકલ્પ વિશેષે, જંપ નહિ લવલેશ;
નિશ્ચે હું વ્રત આદરૂં આજે, ધન્ય દિવસ છે એશ;
ધન્ય દિવસ છે મંગળકારી, કરૂં વ્રત પૂજનની તૈયારી;
સત્યનારાયણનું વ્રત સારૂં, કરતાં થાશે કલ્યાણ મારૂં. સત્ય. ૭
એમ વિચાર કરી અંતરમાં, ભિક્ષા લેવા જાય;
તે દિવસે તો આગળ કરતાં, લાભ દ્રવ્યનો થાય;
લાભ દ્રવ્યનો મળતાંવાર, આદર્યું વ્રત તેણે નિરધાર;
સગાં સંબંધીને ઇષ્ટ મિત્ર, બોલાવી વ્રત કર્યું પવિત્ર. સત્ય. ૮
વિપ્રવરે ત્યાં ભક્તિભાવથી સત્યનારાયણ વ્રત–
કીધું પોતે પૂજન પ્રેમે પામ્યો પદ અમૃત;
અમૃતપદથી દળદર ને દુઃખ, નાશ પામતાં થયું ઘણું સુખ;
અતિશય સુખ સંપત પામિયો, બ્રાહ્મણનો જશ જગ જામિયો. સત્ય. ૯
આ કળિકાળ વિષે છે એવો, વ્રત તણો મહિમાય;
સત્યનારાયણનાં વ્રત પૂજન કરતાં કલ્યાણ થાય;
કરતાં અનુભવ સૌને થશે, સત્ય વાત જો અંતર વસે;
બ્રાહ્મણને તો અનુભવ થયો, મહિમા મોટો વ્રતનો કહ્યો. સત્ય. ૧૦
સત્યનારાયણ વ્રતમાં મોટું છે ઐશ્વર્ય અમાપ;
જેણે દરિદ્રી બ્રાહ્મણ કેરા ટાળ્યા ત્રિવિધિ તાપ;
ત્રિવિધિ તાપ ટળ્યા છે જ્યારે, વિપ્ર કરે વ્રત વારે વારે;
દરેક માસની પૂનમ આવે, વ્રત પૂજન કરે બ્રાહ્મણ ભાવે. સત્ય. ૧૧
પુણ્યપ્રતાપે બ્રાહ્મણનાં સૌ પાપો પ્રલે થાય;
પાપ મુક્ત થઈ દુર્લભ, એવા મોક્ષપદે તે જાય;
મોક્ષપદે તો તે જન જાશે, સત્યદેવનું વ્રત જો થાશે;
પૃથ્વીપર પૂજન વ્રત કરશે, મોક્ષ પામી જન નહિ અવતરશે. સત્ય. ૧૨

સુતજી શૌનક આદિ ઋષિને, વાત કરે તે વાર;
નારદને નારાયણે પોતે, સમજાવ્યો સૌ સાર;
સમજાવ્યો છે સાર સુરીતે, સરળ ઉપાય કળીમાં પ્રીતે;
વાસના પૂરણ કરવી જેને, આદરવું વ્રત પૂજન તેને. સત્ય. ૧૩
સુત વદે શ્રીનારાયણનો, નારદ પ્રત્યે પ્રેમ;
માટે વ્રત પૂજનની વાતો, વદ્યા પ્રભુજી એમ;
વદ્યા પ્રભુ જે વ્રતની વાતો, કથી કથા રળિઆત હું થતો;
કહો હવે શી ઇચ્છા કરો, કથા શ્રવણમાં મનકું ધરો. સત્ય. ૧૪
ભાષણ સૂતનું સાંભળી બોલ્યા, શૌનક ઋષિ તે વાર;
દરિદ્રી બ્રાહ્મણના મુખમાંથી, કોણે લીધો સાર;
કોણે ચરિત્ર શ્રવણ એ કર્યું, પૃથ્વીમાં કોણે આદર્યું;
એ સૌ વ્રત વિષે મહારાજ, સાંભળવા ઇચ્છા છે આજ. સત્ય. ૧૫
શૌનક ઋષિની વાણી સાંભળી, સૂતજી વદતા વાત;
સર્વ મુનિજન સાવધાન થઈ, સાંભળજો ભલિ ભાત;
સાંભળજો વ્રત કોણે કર્યું, કારજ જગમાં કોનું સર્યું;
પ્રથમ કહેલો બ્રાહ્મણ હતો, તે વ્રત રાખી થયો ત્યાં છતો. સત્ય. ૧૬
પોતાની સંપત્તિ અનુકૂળ, બ્રાહ્મણ કરતો કર્મ;
સત્યનારાયણનું વ્રત કોડે, ધરતો ધારી ધર્મ;
ધરતો એક દિવસ વ્રત કોડે, સગાં ઇષ્ટ મિત્રોની જોડે;
એવામાં લઈ કાષ્ટનો ભારો, શિરે ધરી આવ્યો વેચનારો. સત્ય. ૧૭
શિરપરથી તે કાષ્ટનો ભારો, દરવાજાની બહાર;
રાખીને પૂજા જોવાને, આવ્યો તેણી વાર;
આવી પૂજા થતી ત્યાં જ્યારે, સત્યનારાયણ દેવની ત્યારે;
ભૂખ તરશ વેઠી ત્યાં રહ્યો, જોઇ પુજન વ્રત રાજી થયો. સત્ય. ૧૮
બ્રાહ્મણને આદરથી કીધો, તેણે ત્યાં નમસ્કાર;
આ શું કામ કરો છો, બ્રાહ્મણ વદજો તેનો સાર;
વદજો સાર પુજાનો આપ, શું ફળ આપે શો છે પ્રતાપ;
બ્રાહ્મણ વળતો વાત વદે છે, સત્યનારાયણનું વ્રત કહે છે. સત્ય. ૧૯
આ વ્રત કામના સર્વ પુરે છે, કરૂંછું આનંદ ભેર;
ધન ધાન્ય સુખ સંપત પામ્યો, નારાયણની મહેર;
નારાયણનું વ્રત સાંભળ્યું, સુણતાં મહિમા મન બહુ ગળ્યું;

સાર સમજતાં આનંદ થયો, પ્રસાદ લઈ નિજ મંદિર ગયો. સત્ય. ૨૦

પ્રસાદ ભક્ષ કરી જળ પીધું, ઉર આનંદ ન માય;
બીજે દીન તે કાષ્ટ વેચવા, ભારાવાળો જાય;
ભારો વેચી પાછો વળ્યો, સંકલ્પ મનમાં સાચો કર્યો;
સત્યનારાયણ પાસે જઈ, મનની ઇચ્છા પ્રભુને કહી. સત્ય. ૨૧

સત્યનારાયણ સ્વામી મારો, ભારો વેચી આજ;
તેના પૈસા ખરચી રૂડું, વ્રત કરીશ મહારાજ;
વ્રત કરીશ એ નિશ્ચે થયો, ભારો વેચવા ચાલી ગયો;
મનમાં હર્ષ થયો અવિધાર, પ્રસન્ન થાશે પ્રભુ નિરધાર. સત્ય. ૨૨

સુંદર નગર વિષે તે આવ્યો, જ્યાં વસતા શાહુકાર;
મળ્યો શેઠ ત્યાં ધનપતિ તેને, ઉતરાવ્યો શિરભાર;
ઉતરાવીને ભારો લીધો, દુપટ દામ તે શેઠે દીધો;
ભારા વાળે દામ લઇને, આનંદે નિજ મંદિર જઇને. સત્ય. ૨૩

કેળાં પાકેલાંની સાથે, લીધાં ખાંડને ઘ્રત;
લીધો રવો ત્યાં ઘઉંનો પોતે, કોડે કીધું વ્રત;
કોડે સવાયું સરવે લીધું, સામગ્રીને સરવે સીધુ;
વેચાતું લેઇ વળતો ઘેર, આવ્યો પોતે આનંદભેર. સત્ય. ૨૪

સગાં ઇષ્ટ બ્રાહ્મણ ને મિત્ર, તેડયાં તેણીવાર;
સમારંભ મોટે વિધિ પૂર્વક, કર્યું વ્રત નિરધાર;
કર્યું વ્રત ધન ઝાઝું થયું, દળદર તેનું સૌ દૂર ગયું;
રિધ સિધ અખુટ ભર્યા ભંડાર, આનંદ પામ્યાં નર ને નાર. સત્ય. ૨૫

સુતજી વદતા ભારાવાળો, પામ્યો રૂડો પુત્ર;
આ લોકે સુખ સંપત પામ્યો, શોભાવ્યું ઘરસૂત્ર;
શોભાવી ઘર સૂત્રને રહ્યો, અંતે વૈકુંઠમાં તે ગયો;
સત્યનારાયણનું સાક્ષાત, દર્શન પામ્યો નીચી જીત. સત્ય. ૨૬

એ રીતે છે સ્કંદ પુરાણે, રેવાખંડમાં વાત;
સત્યનારાયણ સ્વામીજીની, કથા કરી પ્રખ્યાત;
કથા કથી હું કૃતારથ થયો, અધ્યાય બીજો પૂરણ કહ્યો;
સત્યનારાયણ સ્વામી નાથ, હરજીવનનો સહાજો હાથ. સત્ય. ૨૭

---

## અધ્યાય ૩ જો.

રાગ ધોળ. " ધન્ય ધન્ય વસુદેવ દેવકી રાણીરે. " એ રાગ.

શૌનક પ્રત્યે સુતજી બોલ્યા વાણીરે,
સુણજો ઋષિજી કથા પાવન જાણીરે. ૧
શ્રીનારાયણ દેવ છે દેવ મોરારીરે,
કથા કહું વ્રતની બીજી વીચારીરે. ૨
ઉલ્કામુખ એ નામે હતો નરપતીરે,
જિતેંદ્રિય સત્યવાદી શુભમતીરે. ૩
દિન દિન પ્રત્યે દેવ મંદીરે તે જાયરે,
દર્શન પામી વિપ્રને દે દક્ષણાયરે. ૪
ઉલ્કામુખરાયની રાણી જેહરે,
પ્રમુગ્ધા છે નામે સુંદરી તેહરે. ૫
સરળ છે સ્વભાવ રાણીનો સારોરે,
કમળમુખી સાચવે સતીઓનો ધારોરે. ૬
સ્વામી સાથે નદી તીરે તે આવીરે,
ભદ્રશિલા નામે નદી ઉર ભાવીરે. ૭
સત્યદેવ વ્રત કરે છે ત્યાં સતીરે,
એવે સમે સાધુ નામે શુભમતીરે. ૮
નદી કાંઠે એક વણિક ધનવાનરે,
આવ્યો મોતી ઝવેરનાં ભરી વ્હાણરે. ૯
વેપારી તે વેપાર અરથે જાયરે,
ત્યાં તો તેને રાણીનાં દર્શન થાયરે. ૧૦
વ્હાણો ઘણાં વેપારી તે લાવ્યોરે,
રાણી વ્રત કરે છે તે સ્થળે આવ્યોરે. ૧૧
નારાયણનું વ્રત કરે જ્યાં રાણીરે,
સમીપે આવી વિનવી બોલ્યો વાણીરે. ૧૨
નમ્રતાથી પ્રશ્ન તે પૂછવા લાગ્યોરે,
સાધુ વદે આપો ઉત્તર માગ્યોરે. ૧૩
મહારાણી આપ ભક્તિ સાથેરે,
એક ચિત્તે હમણા કરોછો શું હાથેરે ? ૧૪

મર્મ તેનો સેવક જનને કહેશોરે,
સુણવા ઇચ્છા વિનતિ સ્વિકારી લેશોરે. ૧૫
વણિક સાધુ વેપારી એમ વદેરે,
સુણતાં ઉલ્કામુખ વીચારે હૃદેરે. ૧૬
રાજા વદે સાધુ વેપારી છો સારારે,
સત્યદેવવ્રત તમે પૂછનારારે. ૧૭
સત્યદેવ સ્વામીનો મહિમા છે મોટોરે,
તેનાં વ્રત પુજનનો નથી જોટોરે. ૧૮
પુત્ર ધન ધાન્ય સંપત સો આવેરે,
નારાયણનું વ્રત જો આદરે ભાવેરે. ૧૯
માટે મેં તો સગાં સંબંધીનો સાથરે,
ઇષ્ટ મિત્રો તેડ્યાં પુજવા યદુનાથરે. ૨૦
સરવે મળી વ્રત પૂજન અમે કરીએરે.
સત્યનારાયણનું નામ ઉચ્ચરીએરે, ૨૧
રાજાજીનું ભાષણ સાંભળી સાધુરે,
વદો વ્રત હું સત્યદેવ આરાધુંરે. ૨૨
સાધુ સોદાગરે દીધો સત્કારરે,
કહો કૃપા કરી આ વ્રતનો વિસ્તારરે. ૨૩
મહારાજ વદો આ વ્રતનું વિધાનરે,
કરીશ હું તો સદા રહી સાવધાનરે. ૨૪
કારણ સ્વામી સંતતી નથી કંઈ મારેરે,
વદશો તેમ વ્રત કરીશ આવારેરે. ૨૫
સત્યનારાયણને પૂજીશ જ્યારેરે,
કરતાં વ્રત સંતતી પામીશ ત્યારેરે. ૨૬
માટે હું તો દેશાંતરે નહિ જાઉંરે,
ઘેર જઇ વ્રત કરીશ હું આવુંરે. ૨૭
વદી એવું સાધુ વળ્યો ઘેર જાયરે,
વ્રતમહિમા સ્ત્રીને કહી હરખાયરે. ૨૮
નારીએ તો લીધી પ્રતિજ્ઞા ત્યારેરે,
કરીશ વ્રત સંતતી પામીશ જ્યારેરે. ૨૯

લીલાવતી સાધુની નારી જેહરે,
ચાલે પોતે ધર્મ પ્રમાણે તેહરે. ૩૦
સત્યદેવ તણો પ્રસાદ તે પામીરે,
થઇ છે ઋતુવતી સેવ્યો નિજ સ્વામીરે. ૩૧
લીલાવંતી ગર્ભવંતી થઈ સતીરે,
દશમે માસે કન્યા તેને થતીરે. ૩૨
શુદ તિથિએ ચંદ્ર વધે છે જેમરે,
કન્યા રત્ન વધવા માંડયું તેમરે. ૩૩
તેથી કલાવતી ધરાવ્યું છે નામરે,
લીલાવતી પતિપદ કરીને પ્રણામરે. ૩૪
મીઠી વાણી બોલી તે સ્વામી પાસરે,
સત્યનારાયણે તો પૂરી મુજ આશરે. ૩૫
પ્રિયપતિ માનેલું વ્રત છે જેહરે,
કેમ તમે હજુ કરતા નથી તેહરે ? ૩૬
પ્રિયસ્ત્રીનું ભાષણ સાંભળ્યું જ્યારેરે,
સાધુજી તે વાણિયો બોલ્યો ત્યારેરે. ૩૭
પ્રિયપત્ની એ વ્રતને આદરિયેરે,
કળાવતી પરણે ત્યારે કરિયેરે. ૩૮
નારીને સમજાવી સાધુ ત્યાં રહ્યોરે,
ધંધો કરવા બીજા નગરમાં તે ગયોરે. ૩૯
કળાવતી વેગે વધતી જાયરે,
થઇ છે લગ્ન લેવા યોગ્ય કન્યાયરે. ૪૦
રમતી બહેનપણીઓમાં તે કોડેરે,
વાણિયો તો વીચારે મુનિમની જોડેરે. ૪૧
વર જોવાને મુનિમ ગયો તે વારરે,
કાંચનપુરમાં દીઠો વર નિરધારરે. ૪૨
એ પુરમાંથી સુંદર રૂપ રસાળરે,
મુનિમ લાવ્યો વણિકતણો એક બાળરે. ૪૩
આવ્યો વર એ પોતાને ત્યાં જ્યારેરે,
વણિક સાધુ આનંદ પામ્યો ત્યારેરે. ૪૪

તેણે નાતીલા ગામીલા બોલાવ્યારે,
સગા ઇષ્ટ મિત્રો એ સરવે આવ્યારે. ૪૫
સર્વે મળી દીધાં છે કન્યાનાં દાનરે,
આપી કળાવતી જે છે ગુણવાનરે. ૩૬
વણિકના પુત્રને કન્યા એ આપીરે.
પૂજ્યા નહિ સત્યદેવને તથાપીરે, ૪૭
ભૂલ્યો સત્યનારાયણનું વ્રતરે,
કોપ્યા સત્યનારાયણ સ્વામી તર્તરે. ૪૮
એમ વીતી ગયા છે દિવસ ને માસરે,
કર્મફળ આવ્યું વણિકની પાસરે. ૪૯
વાણીયો તો જમાઇ સાથે માલ્યોરે.
ધંધો કરવા પરદેશ પાછો ચાલ્યોરે. ૫૦
નગરી નૌતમ રત્નસાગર છે નામરે,
સમુદ્રકાંઠે આવ્યા એ આણી હામરે. ૫૧
જમાઇ સસરો વેપાર કરવા લાગ્યારે,
લાવ્યા પૈસા એક જન મોં માગ્યારે. ૫૨
ત્યાંથી ચંદ્રકેતુ રાજાને દેશરે,
આવ્યા સસરો જમાઇ વણિકનો વેશરે. ૫૩
નગર મધ્યે વેપાર કરવા લાગ્યોરે,
સત્યદેવકોપના તાપો ત્યાં જાગ્યારે. ૫૪
અસત્યવાદી જાણ્યો વણીકને આપરે,
સત્યનારાયણે તો દીધો શાપરે. ૫૫
મોટું દુઃખ બંધન ને તિરસ્કારરે,
પ્રાપ્ત થજો વણિકને આ વારરે. ૫૬
એવે સમે વણિક વસે જે ઠામરે,
ચોરે લાવી રાખ્યું છે ધન ત્યાં તમામરે. ૫૭
રાજાજીનો ખજાનો તોડયો એ ચોરેરે,
સંતાયા તે વણિક ઘરમાં કોરેરે. ૫૮
રાજાજીના સીપાઇયો ત્યાં આવ્યારે,
ચોર ચોરી કરી તેથી નવ ફાવ્યારે. ૫૯

જામાત્ર ને સસરો વસે જ્યાં વાસરે,
નાંખી દીધું ચોરોએ ધન તેની પાસરે. ૬૦

ધન નાંખી ચોરો તો ચાલ્યા જાયરે,
સસરો ને જામાત્ર ચોર જણાયરે. ૬૧

સિપાઈ સરવે ધન દેખી ત્યાં ધાયારે,
જમાઇ સસરો બાંધી તેમણે સાહ્યારે. ૬૨

બાંધી રૂંધી લાવ્યા રાયની પાસેરે,
વણિક બેઉ ભય પામીરે ત્યાં ત્રાસેરે. ૬૩

રાય અમે ચોર એ પકડીને વળિયારે,
આતો આપણાજ નગરમાંથી મળિયારે. ૬૪

જોઇ ચોર રાયે વિચાર ન કીધોરે,
ઝટપટ તેને કેદતણો દંડ દીધોરે. ૬૫

સિપાઇઓએ બેઉને બાંધી લીધારે,
મોટા કારાગ્રહમાં મોકલી દીધારે. ૬૬

આવા કામે ચંદ્રકેતુ નામે રાયરે,
માયા સત્યદેવનીથી ભરમાયરે. ૬૭

શેઠે ધન ચોરોએ ચોરેલું દીધુંરે,
તોપણ તેનું રાયે ધન લૂંટી લીધુંરે. ૬૮

તેમજ સત્યદેવના શાપથી થાયરે,
વાણિયાના ઘરનું ધન સૌ જાયરે. ૬૯

ઘરનું સરવે લૂંટી ગયા ચોરો જ્યારેરે,
વાણિયાની સ્ત્રી પણ દુઃખી થઇ ત્યારેરે. ૭૦

લીલાવતી ક્ષુધા તૃષાના દુઃખેરે,
ઘેર ઘેર ભટકીને મરતી ભૂખેરે. ૭૧

તેમજ તેની કન્યા કળાવતી નામેરે,
નાની વયની માગી ખાતી ઠામ ઠામેરે. ૭૨

એક દિવસ તે કન્યા માગવા જાયરે,
દીઠી સત્યદેવતણી ત્યાં પૂજાયરે. ૭૩

એક વિપ્ર સત્યનારાયણ સેવેરે,
કરે પૂજા વ્રત કન્યા આવી તેવેરે. ૭૪

જોઈ પૂજા વ્રતને આનંદ થાયરે,
કથા સુણે બેશી ત્યાં ઉર હરખાયરે. ૭૫
તેણે સત્યનારાયણને પ્રીતેરે,
પ્રાર્થનાથી રીઝવ્યા રૂડી રીતેરે. ૭૬
પ્રભુ મારૂં દળદર ને દુઃખ જાયરે,
તાત તથા પતી ભેગા મને થાયરે. ૭૭
આપો સત્યદેવ એ આશિર્વાદરે,
કહીને લીધો બ્રાહ્મણનો પરસાદરે. ૭૮
થાય થવા કાળ જે હોય જ ભાવીરે,
કન્યા મોડી રાતે ઘરમાં આવીરે. ૭૯
લીલાવતી કળાવતીને પૂછેરે,
પુત્રી મોડી આવી તે કારણ શું છેરે ? ૮૦
કળાવતી કોડે ઉત્તર આપેરે,
માતા મેં તો કામ જોયું જે દુઃખ કાપેરે. ૮૧
બ્રાહ્મણને ત્યાં હું તો માગવા ગઈરે,
ત્યાંતો વ્રત પૂજન મેં જોયાં સહીરે. ૮૨
વ્રતથકી ધારણા પારજ પડશેરે,
પિતા પતિ આંગણે આવી ચડશેરે. ૮૩
વાણી સુણી કન્યાની ઉઘડયા છે કાનરે,
લીલાવતી થઈ છે ત્યાં સાવધાનરે. ૮૪
સત્યદેવ વ્રત પૂજન શુભ કરવાંરે,
યથાશક્તિ નાણાં મારે વાવરવાંરે. ૮૫
છે મહાસતી સાધુ વણિકની નારીરે,
બોલાવ્યાં છે સગાંવ્હાલાંને વીચારીરે. ૮૬
સ્વામી સાથે જમાઈ ઘરમાં આવેરે,
એવે અરથે વ્રત આદરતી ભાવેરે. ૮૭
સત્યદેવ પાસે પૂજન કરી માગેરે,
આવે સ્વામી જમાઈ ભાગ્ય મારૂં જાગેરે. ૮૮
જય જય સત્યનારાયણ સ્વામીરે,
ક્ષમા કરો સ્વામી જમાઈની ખામીરે. ૮૯

અપરાધોની ક્ષમા આપો આપરે,
પછી કરો સ્વામી જમાઈનાં પાપરે. ૯૦

લીલાવતી સતીની આરત વાણીરે,
સ્વામી સત્યદેવ પ્રસન્ન થયા જાણીરે. ૯૧

સતિના વ્રત પૂજનનો સ્વીકારરે,
કરીને પ્રભુજી સંતોષ પામ્યા તે વારરે. ૯૨

માયાવાળા માયાવી શ્રી ભગવાનરે,
ખેંચ્યું ચંદ્રકેતુ રાજાનું ધ્યાનરે. ૯૩

રત્નસારપુરીનો રાજા છે જેણેરે,
સસરો ને જમાઇ પૂર્યા છે તેણેરે. ૯૪

હરિએ તેને સ્વપ્નામાં સમજ્ઞા કીધીરે,
છોડો સસરો જમાઇ આજ્ઞા એ દીધીરે. ૯૫

વણિક બેઉ બંધીવાન જે તારારે,
રાજા નિરઅપરાધી સેવક મારારે. ૯૬

તેને બંધીખાનેથી છોડી મૂકોરે,
દ્રવ્ય તેનું દેજે પાછું ન ચૂકોરે. ૯૭

કરજો તેનો આદરસહ સતકારરે,
વિદાય કરજો નિજ દેશમાં નિરાધારરે. ૯૮

નહિ તો તારાં ધન ધાન્ય ને રાજપાટરે,
પુત્રો દારા નાશ થશે સૌ ઠાઠરે. ૯૯

એવું કહી સ્વપ્નામાં શ્રીભગવાનરે,
સત્યનારાયણ થયા અંતરધ્યાનરે. ૧૦૦

પ્રભાતમાં પ્રધાન કેરો સાથરે,
બોલાવે ત્યાં રત્નપુરીનો નાથરે. ૧૦૧

સિંહાસનપર રાય સભામાં બિરાજેરે,
સરવે સુણજો સ્વપ્ન થયું છે મને આજેરે. ૧૦૨

આજ્ઞા આપી સેવકને ઝટ આવોરે,
બંધીખાનાવાળા વણિકને બોલાવોરે. ૧૦૩

આજ્ઞા થતાં સેવક બંધીખાને આવ્યારે,
વણિક બેને છોડાવી ત્યાં લાવ્યારે. ૧૦૪

વણિક બેઉ બંધીખાનેથી આવ્યારે,
નૃપને નમતા સભામાં તે શરમાયારે. ૧૦૫
પૂર્વતણો વૃત્તાંત વણિક વિચારેરે,
અંતરમાં ભય રાજાજીનો ધારેરે. ૧૦૬
મૌન રહ્યા ઉભય વણિક તે વારેરે,
રાજાજી ત્યાં દયાની વાત વિચારેરે. ૧૦૭
વણિક બેઉ રાંકે વાંક ન કીધોરે,
રાયે અપરાધ ક્ષમા કરી દીધોરે. ૧૦૮
રાજા ચંદ્રકેતુ વદે છે ત્યાં વાતરે,
આદરવડે પધાન પ્રત્યે સાક્ષાતરે. ૧૦૯
વાણીયાના પુત્રોનાં કર્મ પ્રતાપેરે,
મોટું દુઃખ ભોગવ્યું તેમણે આપેરે. ૧૧૦
હવે પછી ભય નથી એમને લેશરે,
આજ્ઞા એવી આપે છે જ્યારે નરેશરે. ૧૧૧
સેવકે ત્યાં બેડીયો તોડી દીધીરે,
હજામે તો હજામત કરી લીધીરે. ૧૧૨
આપ્યાં વસ્ત્રો આભૂષણો તે વારેરે,
સંતોષીને બેસાડયા ભૂપે ત્યારેરે. ૧૧૩
મીઠી વાણી રાય વદે છે આપેરે,
લૂટેલું જે ધન તેથી બમણું આપેરે. ૧૧૪
રાજા કહે હવે તમે વાણીઆઓરે,
સસરો ને જમાઇ નિજ મંદિર જાઓરે. ૧૧૫
મહારાજાની આજ્ઞા પામ્યા જ્યારેરે,
વંદન કરી વણિક બોલ્યા ત્યારેરે. ૧૧૬
આશિરવાદ આપનો હવે અમે લઇશુંરે,
આજ્ઞા આપો ઘેર અમે બે જઇશુંરે. ૧૧૭
એ રીતે શ્રીસ્કંદપૂરાણુમાં વાતરે,
રેવાખંડ વિષે તો છે પ્રખ્યાતરે. ૧૧૮
સત્યનારાયણુની કથાનો થાયરે,
હરજીવન પૂરણુ ત્રીજો અધ્યાયરે. ૧૧૯

## અધ્યાય ૪ થો.

રાગ ચંદ્રાવળા. " જે જે વૈકુંઠરાય " એ રાગ.

સૂતપુરાણી શૌનક સાથે, કોડે કરતા વાત;
મંગળ એવી યાત્રા કરતો, સાધુ વણિકની જાત;
સાધુ વણિકે ધન જે લીધું, તેમાંથી બ્રાહ્મણને દીધું;
વણિક વિચારે તત્પર થાઉં, મારા નગર વિષે હું જાઉં.
જય જય શ્રી સત્યદેવ. ૧

વહાણ વણિકનું ચાલી ત્યાંથી, સાગર મધ્યે જાય;
એક ઠેકાણે લંગર કીધું, થવાકાળ તે થાય;
થવાકાળ તે પૂછતા પ્રશ્ન, સત્યનારાયણ શ્રીહરિકૃષ્ણ;
સાધુ વણિક તુંજ વહાણમાં શું છે, સંન્યાસીરૂપે નારાયણ પૂછે.
જય જય શ્રી. ૨

સત્યનારાયણ સ્વામી પોતે, સંન્યાસી ત્યાં થાય;
વેષ ધરીને બાવાજીનો, વહાણ સમીપે જાય;
વહાણ સમીપે જઇને પૂછે, કહો સાધુ આ વહાણમાં શું છે ?
સાંભળી પ્રશ્ન વણિક મદમાતો, હાસ્ય કરી તે વદતો વાતો.
જય જય શ્રી. ૩

સંન્યાસી બાવા છો કેવા, વણિક વદે છે વાત;
ઇચ્છોછો શું મુજ ધન લેવા! બાવાજી સાક્ષાત;
આવા વેલા પત્ર વહાણમાં, અવર કાંઈ છે એમ જાણ માં;
સત્યનારાયણ બોલ્યા એમ, વણિક વદ્યો તું થાશે તેમ.
જય જય શ્રી. ૪

એવું ભાષણ ભાખી સંન્યાસી, આઘા પાછા થાય;
સમુદ્રકાંઠે ત્યાંથી પોતે, આપે અળગા જાય;
આપે દૂર થયા રીસ આણી, વણિકે ખાધું પીધું પાણી;
નિત્યકૃત્ય કરી જોતો જ્યારે, વહાણ વિષે પત્ર દીઠાં ત્યારે.
જય જય શ્રી. ૫

સાગર ઉપર વહાણ તરે છે, હલકાં પડતાં ભાર;
ચમત્કાર એ વણિકે જોયો, ગભરાયો તે વાર;

ગભરાયો આ ધન ક્યાં ગયું, વેલા પત્ર શીં પેરે થયું;
ઉપાય તેનો એકે ન જડયો, શોકાતુર પૃથ્વીમાં પડયો.
જય જય શ્રી. ૬

વળતી શુદ્ધિ આવી ત્યારે, ચિંતા કરે અપાર;
તેવે સમે ત્યાં જમાઈ આવી, સમજાવે છે સાર;
સમજાવે તમે ચિંતા તજો, સંન્યાસીને સત્વર ભજો;
હમણાં આવ્યો જે સંન્યાસી, શાપ તેમનો જુઓ તપાસી.
જય જય શ્રી. ૭

તે કરશે સુખ સત્વર તમને, એમાં નહિ સંદેહ;
માટે આપણે શરણે જઇએ, કાર્ય સિદ્ધ કરે તેહ;
કાર્ય સિદ્ધી સંન્યાસી કરે, હરકત આપણી સરવે હરે;
સાંભળી વણિક સાધુ ત્યાં જાય, લાગતો સંન્યાસીને પાય.
જય જય શ્રી. ૮

નમસ્કાર સાષ્ટાંગે કરે, ભક્તિ ભાવે આપ;
આદર અતિ આણીને બોલ્યો, ક્ષમા કરો મુજ પાપ;
ક્ષમા કરો મુજ પાપ યતીશ્વર, અપરાધો મારા હે ઇશ્વર;
એવું વણિક યતિને કહે છે, બેઉ કર જોડી ઊભો રહે છે.
જય જય શ્રી. ૯

હું બોલ્યો જે આપની પાસે, ક્ષમા કરો મહારાજ;
શોકથી આકુળ વ્યાકુળ બોલ્યો, રાખો મારી લાજ;
રાખો લાજ એ સાંભળી વાણી, વદતા યતિ દયા ઉર આણી;
સાધુ રૂદન તજોને તમે, થયા પ્રસન્ન તમોને અમે.
જય જય શ્રી. ૧૦

મારી પૂજા થકી થયો બહિર્મુખ, દુષ્ટ બુદ્ધિ તું આપ;
મારી આજ્ઞાથીજ નડયાં છે, તુજને દુઃખ સંતાપ;
દુઃખ ભોગવવાં તુજને પડયાં, તારાં કરમો તુજને નડયાં;
નારાયણની એવી વાણી, સાંભળી વણિક જોડતો પાણી.
જય જય શ્રી. ૧૧

વણિક વિનયથી વિનતિ કરે છે, ધરતો હરિનું ધ્યાન;
દેવ આપની માયા મોટી, ભૂલ્યો હું ભગવાન;

ભૂલ્યા છે બ્રહ્મા ને દેવો, તો શું જાણે મારા જેવો ?
આપ સ્વરૂપ ગુણ વૈભવ કથા, ભૂલ્યા દેવ સકળ સર્વથા.
જય જય શ્રી. ૧૨

આશ્ચર્ય એ છે મોટું ખરૂં, હું છું પામર જાત;
મારૂં તારૂં માયાથી હું જાણું છું જગતાત;
જાણ્યા નહિ નારાયણ તમને, આવરણ છે અજ્ઞાનનું અમને;
માટે કૃપા કરી પ્રસન્ન થાઓ, ખુડું છું મારી બાંવડી સા'ઓ.
જય જય શ્રી. ૧૩

મુજ સંપત્તિની વડાઈ જેવી, તેવી પૂજા થાય;
વિધિ વિધાનથી થાયે પૂજા, કરીશ એ જ ઉપાય;
કરીશ પૂજા હું ભાવે કરી, ક્ષમા કરો અપરાધ શ્રીહરિ;
મારા વ્હાણુમાં જે ધન હતું, આપ આગળ કીધું નહિ છતું.
જય જય શ્રી. ૧૪

કપટ ભાવથી ખોટું બોલ્યો, એ મેં કીધું પાપ;
છો જગદિશ્વર સત્યનારાયણ, ટાળો મારા તાપ;
ટાળો તાપ તમે બહુનામી, સત્યનારાયણ સાચા સ્વામી;
ભક્તિભાવની રંકની વાણી, આરત વણિક તણી હરિ જાણી.
જય જય શ્રી. ૧૫

તેથી સત્યનારાયણ સ્વામી, પામ્યા ત્યાં સંતોષ;
મન વાંચ્છિત ફળ વણિકને દીધાં, દૂર કરી સૌ દોષ;
દૂર દોષ કરીને હરિ ગયા, અંતરધ્યાન નારાયણ થયા;
સાધુ વણિક તો ત્યાંથી ગયો, જોઇ વ્હાણ ઉર રાજી થયો.
જય જય શ્રી. ૧૬

પ્રથમ પ્રમાણે છે ધન ભર્યું, સર્યું આપણું કામ;
જોઈ આશ્ચર્ય પછી તે બોલ્યો, નારાયણનું નામ;
નારાયણનો પ્રસાદ એવો, આ જગમાં છે મીઠો મેવો;
વેલા પત્રો અલોપ જ થયાં, દ્રવ્ય હતાં તેવાં થઈ રહ્યાં.
જય જય શ્રી. ૧૭

વણિક વદે મુજ ઇચ્છિત થયું, કરવાં પૂજન આજ;
સત્યનારાયણના વ્રત માટે, સજતો સરવે સાજ;
સજતો સેવા સૌની સાથે, કરતો પૂજન પ્રેમે હાથે;

ક્લેશ કંકાસ વણિકનો ગયો, પૂજન કરતાં સુખિયો થયો.

જય જય શ્રી. ૧૮

સત્યનારાયણ સ્વામી દેવે, કૃપા કરી તે વાર;
વહાણ વણિકે દેશ જવાને, કીધું છે તૈયાર;
કીધું વહાણ તૈયાર તે વારે, દેશ જવાને વણિક વિચારે;
જમાઈ સસરો વાત કરે છે, રત્નપુર તો નજરે તરે છે.

જય જય શ્રી. ૧૯

આવ્યું જુઓને શહેર આપણું, વદતા એવી વાત;
વ્હાણ ઉપરના સિપાઈમાંથી, એક ને મોકલો તાત;
એક સિપાઈ વધામણી સારૂ, મોકલવાનું અંતર ધાર્યું;
સમાચાર ઘરમાં જઈ દેજો, વર્તમાન સઘળું ત્યાં કહેજો.

જય જય શ્રી. ૨૦

નોકર વહાણ ઉપરનો ચાલ્યો, રત્નનગરમાં જાય;
સાધુ વણિકની નારી ને નોકર, પ્રેમે લાગ્યો પાય;
પ્રેમે નારી ઉરમાં ધારે, આવે સ્વામી જમાઈ ક્યારે;
એવામાં સીપાઈ જ આવ્યો, સંદેશો સ્વામીનો લાવ્યો.

જય જય શ્રી. ૨૧

આપના સ્વામી જમાઈ સાથે, આવ્યા કુશળ ક્ષેમ;
નગર સમીપે શેઠજી આવ્યા, તમપર પૂરણ પ્રેમ;
તમ પૂર્ણ પ્રેમ કરી કહાવ્યો, સંદેશો કહેવા હું આવ્યો;
ઘણું દ્રવ્ય લાવ્યા છે કોડે, બંધુવર્ગ સૌ સાથ સજોડે.

જય જય શ્રી. ૨૨

વચન સિપાઇ તણાં સાંભળતાં, વણિક નારી હરખાય;
તેવે સમે પૂજન કરી બોલી, સાંભળ મુજ કન્યાય;
સાંભળ દર્શન સ્વામીતણું, પ્રથમ કરૂં મન તલપે ઘણું;
હું સ્વામીને મળવા વહેલી—જાઉં આવજે વહેલી વહેલી.

જય જય શ્રી. ૨૩

વચન માતનાં સાંભળી કન્યા કળાવતી છે નામ;
સત્યનારાયણ સ્વામીનું વ્રત, કરંતી પૂરૂં તમામ;
કરતી ઉતાવળ ઉર આલ્હાદ, ભૂલતી લેવાનો પરસાદ;

સ્વામીને મળવાને તત્પર થઈ, પ્રસાદ લેવો ભૂલી ગઈ;
જય જય શ્રી. ૨૪

એ અપમાન થકી ત્યાં કોપ્યા, શ્રીનારાયણ આપ;
કન્યાના સ્વામીની સાથે, દ્રવ્ય હતું વણમાપ;
દ્રવ્ય જમાઇ વ્હાણ એમ ગયું, અદૃશ્ય પળમાં જળમાં થયું;
કળાવતી મન એમ વિચારે, સ્વામી ગયા કરવું શું મારે ?
જય જય શ્રી. ૨૫

દુઃખ શોકમાં તે ઉપરથી, કન્યા કરતી ક્લેશ;
કદળી જેમ પવનથી તૂટે, કન્યા છૂટે કેશ;
કન્યા છૂટે કેશે પડતી, ભોંય ઉપર તે રડતી રડતી;
દશા વહાણ કન્યાની જોતાં, ગભરાયાં સૌ જાતે રોતાં.
જય જય શ્રી. ૨૬

બોલ્યો સાધુ વણિક ત્યાં વાણી, આશ્ચર્ય મોટું આજ;
લીલાવતી નિજ પુત્રી જોતાં, પામી દિલમાં દાઝ;
પામી દિલમાં દાઝ તે જ્યારે, દીકરી દીઠી ભયમાં ત્યારે;
વિલાપ કરતી વાક્ય વદે છે, નિજ સ્વામીને વાત કરે છે.
જય જય શ્રી. ૨૭

જોતાં જોતાં જમાઇ મારો, વહાણ સહિત ક્યાં જાય ? !
કારણ કારમું અથવા રખે, દેવ કાંઇ દૂભાય.
દેવે શું એ વહાણ ડૂબાવ્યું, સૌના મનમાં એમ જ આવ્યું;
નારાયણનો મહિમા જેહ, જાણી કોણ શકે વળી તેહ.
જય જય શ્રી. ૨૮

લીલાવતીએ કળાવતીને, લીધી ખોળા માંય;
ઘણીવાર તે દુઃખી થઇને, રડવા લાગી ત્યાંય;
રડતી દેખી માતાજીને, ફાળ પડી છે કળાવતીને;
જીવન મારૂં મિથ્યા રહ્યું, નિશ્ચે નાથનું મોત જ થયું.
જય જય શ્રી. ૨૯

પોતાના પતિની પાદુકા, કળાવતી તે વાર;
શિરપર ધરીને સતી થવાને, સત્વર થઇ તૈયાર;
સત્વર સાધુ વણિક ને નાર, શોક ત્રાસથી કરતાં વિચાર.

ધર્મ વાત અંતર નવ ધરે, ચિંતાતુર થઇ ક્લેશજ કરે.

જય જય શ્રી. ૩૦

વણિક વાત વિચારે એવે, કોણે કીધું હર્ણું;
સત્યનારાયણ સ્વામી કોપ્યા, તો તો આવ્યું મર્ણું;
તો તો માયા મોહ પમાડે, વ્રત કરતાં તે આવે આડે;
દ્રવ્ય વાવરીને વ્રત કરૂં, અંગમાં આળસ લેશ ન ધરૂં.

જય જય શ્રી. ૩૧

બોલાવી સૌને એ વાણી, સિદ્ધ મનોરથ થાય;
સત્યનારાયણ સ્વામીને તે, મનથી લાગ્યો પાય;
પ્રેમે દંડપ્રણામો કરતો, વણિક સાધુ ઉરમાં ભય ધરતો;
નારાયણને અનન્ય ભાવે, વણિક શરણ ત્યાં સત્વર આવે.

જન જય શ્રી. ૩૨

તેથી સત્યનારાયણ સ્વામી, દીન જનોના નાથ;
પાલક પોતે સંતોષ પામ્યા, સુખ પામ્યો સૌ સાથ;
સુખ કર થઇ આકાશની વાણી, સાધુ વણિક નિજ ભક્ત છે જાણી;
અરે વણિક પુત્રી તુજ આવી, ચૂકી ગઇ મુજ પ્રસાદિ ખાવી.

જય જય શ્રી. ૩૩

ઉતાવળી સ્વામીને મળવા, આવી છે એ આજ;
પ્રસાદ લેવો ભૂલી કન્યા, તેથી બગડ્યું કાજ;
તેથી તેનો સ્વામી જળમાં, વહાણ થયાં છે અલોપ પળમાં;
એમાં સંદેહ કરવો કશો, પ્રસાદ લેઈ સૌ પાવન થશો.

જય જય શ્રી. ૩૪

માટે પ્રસાદ લેવા સારૂ, મોકલો આ કન્યાય;
પ્રસાદ લઇને આવતાં તેનો, પતિ જળમાં દેખાય;
પતિ જળમાં દેખાશે ત્યારે, પાછી કન્યા આવશે જ્યારે;
આકાશવાણી એવી થઈ, પ્રસાદ જમવા કન્યા ગઈ.

જય જય શ્રી. ૩૫

પ્રસાદ લેઇ કળાવતી આવી ઉતાવળી તેવાર;
સગાં સ્વામિને દૃષ્ટે દીઠાં, ઉર આનંદ અપાર;
ઉર આનંદે વદી આપેર, ચાલો પિતાજી જઇએ ઘેર;

વિલંબ શા માટે હવે કરો, ઘર પ્રત્યે પ્રેમે પરવરો.

જય જય શ્રી. ૩૬

એવું ભાષણ કન્યા કેરૂં, મધુર જ્યારે થાય;
સાધુ વણિક ત્યાં આનંદ પામી, મંદિર પ્રત્યે જાય;
મંદિર આવી વ્રત આદર્યું, સત્યદેવનું પૂજન કર્યું;
વિવિધ વિધે પૂજે નિજ ઘેર, ઇષ્ટમિત્ર સરવે એ પેર.

જય જય શ્રી. ૩૭

દ્રવ્ય કમાણો વણિક વિશેષજ, પૂજનમાં છે પ્રેમ;
સત્યનારાયણ સ્વામીજીએ, રાખ્યાં કુશળ ક્ષેમ;
રાખ્યાં પૂજન પ્રેમે કરતો, પ્રસાદ સત્યદેવને ધરતો;
પૂનમ દિન સંક્રાંતિ જ્યારે, સત્યદેવવ્રત કરતો ત્યારે.

જય જય શ્રી. ૩૮

વ્રત પૂજનથી વણિક પામ્યો, સુખ સંપત તે સર્વ;
મનુષ્યલોકે આનંદ કરતાં, ફિર નવ આણે ગર્વ;
ફિર નવ ગર્વ ધર્યો કોઇ વારે, પામ્યો સત્યદેવને ત્યારે;
આ ભવમાં આનંદે રહ્યો અંતે અક્ષરધામે ગયો.

જય જય શ્રી. ૩૯

સ્કંદ પુરાણ વિષે છે રૂડો, રેવાખંડ રસાળ;
સત્યનારાયણ સ્વામી કેરી, વર્ણવી વાત વિશાળ;
વર્ણવી વાત વિશાળ તે કહી, ચોથા અધ્યાયની પૂરણ થઈ;
જય જય સત્યનારાયણ સ્વામી, હરજીવનના અંતરયામી.

જય જય શ્રી. ૪૦

---

## અધ્યાય ૫ મો.

### રાગ ગરબો, સતભામાજીના રૂષણાનો રાગ.

સુતજી વદતા એક ઇતિહાસ, નારાયણસ્વામીનોરે લોલ;
શૌનક સુણજો ધીરજ ધારી, શ્રીઅંતરજામીનેરે લોલ. ૧
પૂરવે અંગધ્વજ એ નામે, રાય એક રાજતોરે લોલ;
પ્રેમે પ્રજાનું પાલણ તેહ, કોડે કરતો હતોરે લોલ. ૨

સત્યનારાયણનો પરસાદ, તે રાયે ત્યાગિયોરે લોલ;
તેથી પામ્યો દુઃખ વિશેષ, દોષ એ લાગિયોરે લોલ. ૩
રાય તે એક દિવસ વન જાય, મૃગો પશુ મારવારે લોલ;
વડના વૃક્ષ નીચે તે આવી, લાગ્યો વિચારવારે લોલ; ૪
ત્યાં તો પૂજન અરચન થાય, તે દષ્ટે દેખતોરે લોલ;
પૂજા સત્યદેવની જોઇ, જરા નથી લેખતોરે લોલ. ૫
પૂજે ગોવાળો ધરી પ્રેમ, નારાયણ સ્વામીનેરે લોલ;
ભક્તિભાવથી સૌ ભાઇબંધ, તે અંતરજામીનેરે લોલ. ૬
તે જોઈ ગયો ન રાય સમીપ, દૂરથી નવ નમ્યોરે લોલ;
ગોવાળે દીધો પરસાદ, રાય તે નવ જમ્યોરે લોલ. ૭
પાછા વળી આવી ગોવાળ, આનંદે ત્યાં રમેરે લોલ;
સત્યનારાયણનો પરસાદ, પ્રેમે આવી જમેરે લોલ. ૮
રાય તો પ્રસાદ જ્યાંનો ત્યાં જ, મૂકી ચાલી ગયોરે લોલ;
એ કારણથી સત્વર આપે, અધિક દુખિયો થયોરે લોલ. ૯
તેના સો પુત્રો તે વારે, મરણ પામ્યા સહીરે લોલ;
સંપત ધન ને ધાન્ય સહિત, સર્વે ઉડી ગઇરે લોલ. ૧૦
ત્યારે રાય વિમાસે ઉર, મારૂં આ શું થયુંરે લોલ;
સત્યનારાયણનો શું કોપ, તેથી સર્વે ગયુંરે લોલ. ૧૧
માટે હવે ન ચૂકું વાત, પૂજન પ્રેમે કરૂંરે લોલ;
શ્રીનારાયણનો પરસાદ, આરોગી ઉર ઠરૂંરે લોલ. ૧૨
નારાયણની પૂજા થાય, અધિક સુખ માનવુંરે લોલ;
પ્રેમે લેવાને પરસાદ, જરૂર મારે જવુંરે લોલ. ૧૩
એવો વિચાર કરી મહીપાળ, ગોપ પાસે ગયોરે લોલ;
ભક્તિ ભાવે ગોપ ગોવાળ, પુજે રાય ત્યાં રહ્યોરે લોલ. ૧૪
પૂજ્યા શ્રીનારાયણ દેવ, આદરથી તે નમ્યારે લોલ;
નારાયણનો ત્યાં પરસાદ, ભૂપ ભાવે જમ્યારે લોલ. ૧૫
પામ્યા પ્રસાદ જ્યારે રાય, અધિક ધન પામતારે લોલ;
તેના પુણ્યે કરીને પુત્રો ઘણા તેને થતારે લોલ. ૧૬
મૃત્યુલોકતણાં સુખ માણી, અધિક સુખિયો થયોરે લોલ;
અંતે સત્યપુર તે રાય, મોક્ષધામે ગયોરે લોલ. ૧૭

એવું છે ઘણું દુર્લભ વ્રત; શ્રીસત્યદેવનુંરે લોલ;
જે જન કરશે ભક્તિભાવે; સુખ પામે ઘણુંરે લોલ. ૧૮
આપે પુણ્ય અને ફળ એવી કથા જે સાંભળેરે લોલ;
સ્વામી સત્યનારાયણ દેવ, તેને અંતે મળેરે લોલ. ૧૯
પ્રસાદ આરોગે ધરી પ્રેમ, દારિદ્ર દૂર જાયછેરે લોલ;
ધનના ઢગલા તેને દ્વાર, અધિક ઉભરાયછેરે લોલ. ૨૦
બંધન બંધીખાના કેરાં, તૂટી જાયછેરે લોલ;
સાચો શત્રુ શિરપર હોય, મિત્ર તે થાયછેરે લોલ. ૨૧
જેને ભયનો શિરપર ભાર, તેના ભય ભાગશેરે લોલ;
કરતાં સત્યદેવનું વ્રત, સંશય સરવે જશેરે લોલ. ૨૨
આ લોકે ભોગવશે શાંતિ, સુખ સૌ પામશેરે લોલ;
વ્રત કરનારા સરવે આપે, વૈકુંઠે વિરામશેરે લોલ. ૨૩
વદતા શુક શૌનકની વાત, કહી વિસ્તારથીરે લોલ;
શ્રીનારાયણનું વ્રત શ્રેષ્ઠ, તારે સંસારથીરે લોલ. ૨૪
હમણાં આવ્યો આ કલિકાલ, ઘણો તે ઘોરછેરે લોલ;
કરશે નહિ વ્રત તે જનનું તો, કર્મ કઠોરછેરે લોલ. ૨૫
કળિમાં અધિક મહીમા જાણો, આ વ્રતમાં રહ્યોરે લોલ;
માટે વિધિ પૂજનનો પ્રેમે મેં તમને કહ્યોરે લોલ. ૨૬
સમરથ સત્યદેવની પૂજા, આ કળિકાળમાંરે લોલ;
ધરવો કથા પૂજામાં પ્રેમ, શ્રીગોપાળમાંરે લોલ. ૨૭
સ્વામી સત્યનારાયણદેવ, સત્ય એ ઇશ છેરે લોલ;
કથતા સત્યનારાયણ કોઈ, વિશ્વાધીશ છેરે લોલ. ૨૮
અનેક સત્યદેવનાં રૂપ, લીલા કરવા રમેરે લોલ;
આપે ઇચ્છિતફળ સજ્જનને, મન જે જે ગમેરે લોલ. ૨૯
કળિમાં સત્યદેવનું વ્રત્ત, સનાતન થશે સદારે લોલ;
હે મુનિ કથા ભણે કરે શ્રવણ, ટળે સૌ આપદારે લોલ. ૩૦
સુણતાં શૌનક વ્રતની વાત, મનુષ્યફળ પામશેરે લોલ;
શ્રીસત્યદેવતણા પરસાદ વડે વૈકુંઠે જશેરે લોલ. ૩૧
સુંદર સ્કંદપૂરાણમાં સાર, રેવાખંડનો થયોરે લોલ;
પૂરણ પાંચમો આ અધ્યાય, સુણો શ્રોતા કહ્યોરે લોલ. ૩૨

શ્રીમન્ કચ્છ દેશના રાય, રાવ ખેંગારજીરે લોલ;
તેમનાં મહારાણી ગંગાબા, ગુણ આગારજીરે લોલ. ૩૩
સમરે સત્યનારાયણ નામ, પૂજન વ્રત આદરેરે લોલ;
તેમની આજ્ઞા મળતાં આજ હરજીવન ઉચ્ચરેરે લોલ. ૩૪
કારતક શુદ નવમી ગુરુવાર, દિવસ સુખકાર છેરે લોલ;
સંવત્ શશિ ભક્તિ ખટ ભૂમિ, સાલ શ્રીકાર છેરે લોલ. ૩૫
થઇ આ કથા પૂરણ નિર્ધાર, કૃપા હરિએ કરીરે લોલ;
ગુણનિધિ ગંગાબાની મહેર, વાણી મેં ઉચ્ચરીરે લોલ. ૩૬
જય જય સત્યનારાયણ દેવ, દયાળુ દયા કરોરે લોલ;
હરજીવન શિર કોમળ હાથ, નાથ નિશ્ચે ધરોરે લોલ. ૩૭



# આ ગ્રંથ સંબંધમાં અભિપ્રાય.

**રા. રા. પ્રિય હરજીવનદાસ,**

ભક્તિમાર્ગને પોષનારો અને હરિજનને સંતોષનારો તમારો આ ગ્રંથ, તેના ફરમા સુધારતાં સંપૂર્ણ રીતે મારા અવલોકનમાં આવ્યો, એથી આપને વિષે મને ઉચ્ચભાવ ઉપજ્યો છે. જો કે આપની રહેણીકરણીથી આપને વિષે મારો અનુભવે કરીને સદ્ભાવ હતો, તેમજ તમારી કવિતાની કૃતિઓ મારા જોવામાં પૃથક્ પૃથક્ આવેલી જે વિષે અભાવ નહોતો, તો પણ તમારા આ ગ્રંથે મારા મનમાં આપ વિષે નવીન પ્રકાશ પાડી આપ વિષે પૂજ્યભાવ ઉપજાવ્યો છે, અને ભક્ત-કવિરૂપે આપની પ્રતિભા મારા અંતરમાં ઝળકાવી છે !

આપનો આ ગ્રંથ જો છપાઈ તૈયાર થયેલો મને ભેટ મળ્યો હોત, અને આપે મને લખ્યું હોત કે, એ વિષે તમારો અભિપ્રાય દર્શાવજો, તો ઉપર પ્રમાણેના ઉદ્ગાર મારા ઉરમાંથી નિકળત કે નહિ એ વિષે હું કંઇ કહી શકતો નથી; પણ એના ફરમા જોવા સુધારવાનો સુયોગ આવવાથી તેનું અવલોકન અને નિદિધ્યાસન થવાથી જ મારાથી પ્રથમ પરિચ્છેદમાં દર્શાવેલાં વાક્ય ઉચરાયાં છે. આ વિષે વિશેષ વિવેચન ન કરતાં હું આપના સુયત્ન સંબંધમાં બે બોલ બોલવા ઇચ્છું છું, કે જે સુયત્ને કરી આપ હાલનાં અને હવેનાં હરિજનોનાં અંતરમાં આપનું નામ અવિચળ કરી જશો.

શ્રીમદ્ભગવદ્ગીતામાં ત્રિવિધ તાપ ટળવાના, ઇશ્વિરના પદમાં જઇ ભળવાના ત્રણ માર્ગ દાખ્યા છે; જેમાં પહેલો કર્મયોગ, બીજો ભક્તિયોગ અને ત્રીજો જ્ઞાનયોગ એ પ્રમાણે અનુક્રમે ભાખ્યા છે. આપનો "સત્યનારાયણનાં સ્તવન તથા કથા"નો આ ગ્રંથ કર્મ અને ભક્તિનો દૃઢાવ કરે તેવો છે, જેમાં સ્તવનનો વિષય બહુ આકર્ષક છે. ભક્તજનોએ નવ પ્રકારની ભક્તિમાં પ્રેમલક્ષણા વિશેષ પસંદ કરી છે; જે વિષે એક કવિ કહે છે કે,—

"પ્રેમલક્ષણા મળી, પછી નવધા શું કરશે ?
દિનકર ઊગ્યે દીપ—પ્રકાશી શું તમ હરશે ?" ૯૦—

આપે ભગવાનના પ્રેમી ભક્તને પથ્ય આવે એવો જ ઉત્તમ

વિષય પસંદ કર્યો છે, કે જે મનુષ્યને ઉત્તમ ગતિને માર્ગે દોરે તેવો છે. આપને આ વાતમાં અનુમોદન આપનારાં કચ્છના મહારાવશ્રીનાં સુજ્ઞરાણીજી શ્રીગંગાબાને આ વાતમાં ધન્યવાદ ઘટે છે, કે જેમણે આપની ઉત્તમ પાત્રતા વિચારી પોતાને પસંદ પડતા ભક્તિમાર્ગની સડક બાંધવામાં આપની યોજના કરી, કે જેમાં આપે ધન્યવાદ પામો એવું તેમને તેમ સર્વે કોઈ ભગવદ્‌ભક્તને પસંદ પડે તેવું કાર્ય કર્યું છે. ભલે તમારી પૂર્વેની કવિતાઓની ગમે તે કૃતિઓ હો, પણ આ કૃતિ કરનાર અને કરાવનારનું નામ અમર રાખશે એમ હું ધારૂં છું.

આ ગ્રંથમાંની તમારી કવિતાઓ તમારા ખરા અંતર્ભાવની છેઃ તે રચવામાં તમો તન્મય ભાસ્યા છો તથા પ્રભુના સાચા ભક્તરૂપે શોભ્યા છો, અને તેથી એ કૃતિ ભક્તિરસ ઉભરાતી સરિતા જેવી શોભે છે. કવિતા સંબંધમાં કહેવાનું એટલુંજ છે કે—સરળ મનમાંથી ઉદ્‌ભવેલી તે સરળ છે, પ્રેમી અંતરમાંથી પ્રકટેલી તે પ્રેમ ઉપજાવે એવી છે અને ભક્તિના ઉભરાથી નીસરેલી તે અદોષ છે. એક કવિએ કહ્યું છે કે,—

**છપ્પા.**

" અશ્વની ખોડ અનેક જુએ ત્યમ જગત વખાણે;
ધેનુ ખોડ ખોળતાં, ઉર સહુ અવગુણ આણે;
આડી અવળી ડાળ, તોય તુળશીને નમિયે;
બાવળનું તરુ બેશ નો'ય તો દેખિ ન ખમિયે;
જ્યમ સાકર કેરા રોટલા વાંકાચૂંકા પણ ગળ્યા;
ત્યમ વિષ્ણુ નામની વાણિમાં ખોડ તકાસે તે ટળ્યા."

હવે વિશેષમાં હર્ષથી એટલું જણાવુંછું કે, કચ્છના મહારાવશ્રી ખેંગારજીના રાણીવાસમાં—અંતઃપુરમાંની શ્રીમતિ રાણીઓ અને તેમનું ગૃહરાજ્ય ઇશ્વિરભક્તિ, સ્વધર્મ અને રૂડા કર્મોમાં શોભે છે એમ આ ગ્રંથમાં મૂકેલાં "સન્નારીઓનાં પદ"થી સમજાય છે, અને તેથી મહારાવશ્રીનો વૈભવ રાજતો જોઈ મન પ્રસન્ન થાય છે. ઇશ્વિર આ તેમની શોભા સદા વિરાજિત રાખો. તથાસ્તુ !

**અમદાવાદ,** સંવત ૧૯૬૧ આષાઢ વદી ૧, સોમવાર.

(કવિ) **ગણપતરામ રાજારામ ભટ્ટ,**
પ્રતાપનાટક લઘુભારતાદિના કર્ત્તા.

